# शूरवीर कल्याणदेव चरित्र.

લખીને પ્રસિદ્ધ કરનાર,

મોરારજી જયરામ મેહેતા.

દ. ગુ. નિ. મેહેતાજી—ભીમાસર.



અમદાવાદમાં.

ધીને કાંટે યુનિયન પ્રિન્ટિંગ પ્રેસમાં

ઘેલાભાઈ નરસિંહદાસે છાપ્યું.

વિક્રમ સંવત ૧૯૪૭. સન ૧૮૯૧.

કિમ્મત આના છ.

# अर्पण पत्रिका.

પ્રિયમિત્ર રા. જાદવજી વેલજી ઠક્કર.

આપ મારા પરમ સ્નેહિ અને હિતેચ્છુ સદ્-
મિત્ર છો. મારા પ્રતે તમે અખંડ પ્યાર
ધરાવી હિતને માટે હમેશાં ખરા
અંતઃકરણ પૂર્વક કાળજી રાખો-
છો; તે વગેરેનાં એહેસાનમાં
તેમજ આપણી પરસ્પર
લાંબા વખતની મિત્રતા-
ની યાદ તરીકે હું આ
પુસ્તક આપને પ્રે-
મ પૂર્વક અર્પણ
કરૂંછું.

લી.

શુ. ઈ. મિત્ર.

મોરારજી જયરામ મેહેતા.

# પ્રસ્તાવના.

ફુરસદનો વખત વ્યર્થ ન જાય એટલા માટે હું હરકોઈ વિષય લખ્યાજ કરતો હતો. એક વખત રાપર તજવીજદાર રા.જગજીવન હરજીવનનું અહિં આવવું થયું, તે વેળા મારૂં ગધ પધનું લખાણુ તેમના જોવામાં આવતાં તેમણે મને સુચવ્યું કે, "છુટક છુટક વિષય પર લખવા કરતાં અમુક વિષયનો સંગ્રહ કરી તમે કોઇ પુસ્તક તૈયાર કરશો તો તમારી કલમ સારી હોવાથી રચના ઠીક થશે." એમ ઉત્સાહ મળતાં મેં મારા અલ્પ જ્ઞાન પ્રમાણે એક નોટ લખવા માંડી. સંપૂર્ણ લખાઈ રહ્યા બાદ તે નોટ તેમને જોવા માટે મેં રાપર મોકલાવી તો તેઓએ તે છપાવવા અભિપ્રાય આપ્યો. જેનું પરિણામ આ લઘુપુસ્તક છે. "શૂરવીર કલ્યાણદેવ ચરિત્ર" એ રજપૂતોના શૂરાતની સાનંદાશ્ચર્ય પમાડનાર એક વાર્ત્તા છે તેમાં કલ્યાણદેવ પોતાના પિતાનું વચન પાળી દેશ ત્યાગ કરેછે, ત્યાં તેના સરદારોની શ્યામ ભક્તિ તથા નીમકહલાલપણું, તેમજ સુંદરપુરમાં ત્યાંના બાગ તથા તે સમે બનેલ હકીકતનું વર્ણન, મદનમંજરીને વાઘનું ઉપાડી જવું, અને ત્યાંથી કલ્યાણદેવનું તેને છોડાવવું, ત્યારબાદ તેઓનાં વિવાહની ધામધૂમી વચ્ચે આવતું વિઘ્ન, અને બાદશાહનાં લશ્કર સાથે થતી લડાઈ, બાદશાહનું મદનમંજરીને ઉપાડી જવું, અને ત્યાંથી કલ્યાણદેવનું તેને છોડાવી લાવી છેવટે મહા ભયંકર યુદ્ધ કરવું; વગેરે વગેરે બાબતનો મારી યથા મતિ અનુસાર ચિતાર આપેલોછે. તે સદ્ગૃહસ્થોની આ પુસ્તકની અંદર દૃષ્ટીગોચર થવાથી જણાઇ આવશે.

## दोहा.

"करत करत अभ्यासलों, जड मति होत सुजान;
रसार आवत जाततें, शिलपर परत निशान."

ઉપરના દુહા પ્રમાણે જડ બુદ્ધિવાળો મનુષ્ય હોય, તો-પણ અભ્યાસ રાખ્યાથી તે હુશિઆર થાયછે. જે મહાન પંડિતો થઈ ગયાછે, અને જેનાં ગદ્ય પદ્ય લખાણ આપણે વાંચીએ છીએ, શ્રવણ કરીએ છીએ, તેઓ પણ એવીજ રીતે મહાવરો રાખ્યાથી થયા હશે. એતો સ્વભાવિક નિ-યમ છે કે, ઘણું કઠણ કામ હોય, એને તેની પાછળ જો આપણે ઉમંગથી મંડ્યા રહીએ તો તે ઘણું કરીને થાયછે પણ તેમાં પડતી અવઘડતાથી કંટાળી જો આપણે તેને મૂકી દઇએ, તો તે કામ કોઇ કાળે પણ સિદ્ધ થવાનું નથી મારો આ પ્રથમ પ્રયાસ છે, તેમજ હું અલ્પ બુદ્ધિનો મ-નુષ્યછું તેથી આ પુસ્તકની અંદર અનેક ચૂકો નજરે આ-વશે. પણ વિદ્વજનો તેનો દોષ ન લેખતાં ફક્ત સાર ગ્રહણ કરશે એમ આશાછે. હાલના વખતમાં જોકે કોઈ મહાન પં-ડિત હોય, અને તે પોતાના તરફથી કોઇ પુસ્તક બહાર પાડે, તો તેને પણ પૂરતો આશ્રય મળે નહિ; તો મારા જેવા અલ્પ જ્ઞાનીને પૂરતી મદદ મળે એવી આશાજ શી ! તોપણ જેઓ સાહેબોએ અવલથી ગ્રહાકો થઇ આ પુસ્તકને ઉત્તે-જ્જન આપ્યુંછે તેઓનો તેમજ આ પુસ્તક રચવામાં ડે. એ. ઇ. સા. રા. રા. દયાશંકર વિ. શ્યામજી તથા રાપર તજવીજદાર મી. જગજીવન હરજીવન તરફથી જે કીમતી મદદ મળી છે, તેમનો હું અત્યંત આભાર માનુછું.

તેમજ અમદાવાદમાંથી રા. કચ્છ સ્ટેટ મેડિકલ પ્યુપિલ ડા. ભવાનજી વિ. કરમશી તરફથી આ પુસ્તક છપાવવામાં તેમજ પ્રુફશીટ તપાસવામાં અને અગાઉથી ગ્રહાકો કરાવી અપાવવામાં જે કીંમતી મદદ મળીછે તેને માટે હું તેમનો પણ અત્યંત આભાર માનું છું.

લી૦ ગુણીજનોનો દાસ.
**મો. જ. મેહેતા.**

# शूरवीर कल्याणदेव चरित्र.

## मंगळाचरण.

दोहा.

एक रदन करिवर वदन, गनपत हें गनराय;
जही सुमरत तें जात हें, पाप पहार बिलाय.
विश्वविमळ रचना रचत, उमाकांत अखिलेश;
प्रगटित करी पुनिहरत जग, जय जय जय भूतेश.
चतुर चतुरभुज चतुर मुख, चतुर बरनकों इश;
चतुर चाहसों चित्त धरें, तहीं पद धरोंमें शीश.

---

દોહરા.

કમલનયન શ્રીકૃષ્ણને, વંદૂ વારંવાર;
કરૂં યોજના જે હવે, સ્હેજ ઉતારો પાર.
મતિ. નિર્મળ મારી થવા, નમું હોંસથી પાય;
કરો કરૂણા દાસપર, રચના સરસ રચાય.

---

## પ્રકરણ ૧ લું.

માળવ દેશના પ્રખ્યાત અધિપતિ પરદુઃખ ભંજનહાર, મહારાજા ધિરાજ, વિક્રમાજીતની અનુપમ રાજધાની ઉજ્જૈ-નની પડોસમાં અતિ અમોઘ જળથી ભરેલી ક્ષિપ્રા નદી આવેલીછે. તેનાં નિર્મળ અને પવિત્ર પાણીમાં નહાવાથી પા-પી મનુષ્યનાં પાપ ધોવાઇ જાય; વળી તેની ચારેકોરનો રમ-

ણિય દેખાવ જોનાર મનુષ્યને આલ્હાદ ઉત્પન્ન કર્યા વિના રહે નહિ. એવી ક્ષિપ્રા નદીના કાંઠાપર એક સ્ફાટિકમણિની શિલા ઉપર એક યુવાન પુરૂષ બેઠેલો હતો. તેની ઉમર વર્ષ અ- ઢારેકની હતી. તેના દેખાવ ઉપરથી જણાતું હતું કે તે કોઇ દેશાવરથી મુસાફરી કરી તુરતનો આવેલછે. રસ્તાનાં અનેક દુ:ખ સહન કર્યા છતાં પણ તેના સિંહ સમાન તેજસ્વી અને પ્રૌઢ ચેહેરા ઉપરથી તે કોઈ રાજકુમાર છે એમ જો- નાર શખ્સની તુરત ખાત્રી થતી હતી. તેના શરીર ઉપર અતિ મુલ્યવાન ઘરેણાં કે ઉંચો પોશાક કાંઇપણ જોવામાં આવતું નહોતું; ફકત સાદા અને મુસાફરીના પોશાકથી ક- મરે લટકતી સોનાની મૂઠવાળી શિરોઈ તરવાર તેમજ ભાલા આદિ બીજાં શસ્ત્રો જે તેના પથ્થરપર બેસવાથી અવ્યવસ્થિતપણે તેની પાસે પડેલાં હતાં, તે તથા એક ઝાડ સાથે બાંધેલો ઘોડો, વગેરે દેખાતાં હતાં.

આ યુવાન પુરૂષનું નામ કલ્યાણદેવ હતું. તે ઉત્તરદિશા તરફ આવેલા કૂબેરની અલકાપુરી સમાન શ્રીમંતપુરનામે નગરના રાજા સુંદરસેનનો કુમાર હતો. આ શ્રીમંતપુર રિદ્ધ સિદ્ધિથી ભરપૂર અને જગપ્રસિદ્ધ મોહોટું શેહેર હતું. અને તેમાં મોટા મોટા ધનાઢ્ય શેઠ શાહુકારોના વસવાથી મનને મોહ પમાડે એવા સેંકડો મેહેલો આવી રહ્યા હતા, તેથી તે ઘણું સુશોભિત અને રળિયામણું જણાતું હતું. એ નગરીમાં રાજ્ય કરનાર સુંદરસેન મહાતેજસ્વી, શૂરો અ- જીત અને શત્રુઓને જીતનારો તેમજ પ્રતાપી, બુદ્ધિમાન, ન્યાયી અને મોટા ઉત્સાહવાળો હતો. તેનો કુમાર કલ્યાણદેવ પણ પિતાના જેવોજ બ્હાદુર, પરાક્રમી અને ક્ષત્રી કુળદીપક હતો. આ કુમાર પોતાની સરખી વયના ને સાથે ઉછરેલા રજપૂત સરદારોના સિંહસમાન પરાક્રમી યુવાન બાળકોની

સાથે મોજશોકમાં દિવસ નિર્ગમન કરતો. તેના પિતાએ અત્યાર સુધી તેનાપર રાજ્યભાર નાખેલો નહિ, તેથી કલ્યાણદેવ ઘણા સદ્ગુણ સંપન્ન છતાં સ્વાભાવિક રીતે કોઇ કોઇ વખત પોતાના પિતાને કિંચીત માત્ર રોષ ઉત્પન્ન થાય એવું કાર્ય કરતો પણ તેનો પિતા કાંઈ તે વિષે મનમાં લાવતો નહિ.

કલ્યાણદેવ માયાળુ અને મિત્ર ધર્મ પાળનાર હોવાથી પોતાના સોબતીઓ વાસ્તે તેણે રાજ્યમાંથી એવો તો બંદોબસ્ત કરાવી આપ્યો હતો કે તેઓનું ખાન પાન આદિ, બેસવું, ઉઠવું પોતાની સાથે થતું. વળી પિતાની આજ્ઞા પામી અશ્વશાળામાંથી તેઓને માટે પોતાના ઘોડા સમાન વેગવાન ઘોડાઓ અપાવ્યા હતા. ટુંકામાં કહીએ તો તે પોતાના સોબતીઓને ક્ષણવાર પણ અળગા કરતો નહિ. તેમજ નિમકહલાલ સ્વામધર્મ પાળનારા તેના રજપૂત યુવાનો પણ તેનાથી વેગળા રહેતા નહિ. તેઓની સંખ્યા પાંચની હતી તથાપિ તેઓ પાંચસોને પૂરા પડે એવા શુરવીર અને કાબેલ હતા. એ યોદ્ધાઓના નામ સમરસિંહ, રામસિંહ, સરદારસિંહ, અજીતસિંહ અને સૂરજમલ હતા. તેઓને કલ્યાણદેવે પોતાના અભેદ મિત્રો તરીકે ગણી બહુ લાડ લડાવ્યાં હતાં. તે ઉપરથી સમરસિંહ વગેરે તેને પોતાના પ્રાણ કરતાં પણ વધારે ચહાતા હતા.

કુમાર કલ્યાણદેવ મલ્લ યુદ્ધમાં, બાણ ફેંકવામાં, ભાલાવતી યુદ્ધ કરવામાં વગેરે શસ્ત્રવિદ્યામાં પ્રવીણ હતો. તેથી શત્રુઓ તેના રાજ્યમાં કોઈ પ્રકારનો ઉપદ્રવ કરી શકતા નહોતા. તે અરણ્યમાં હિંસ્સા કરનારા પ્રાણીઓનો કોઈ કોઇ વખત શિકાર કરવા તેમજ કોઈ કોઇ વખત ઘોડાઓની સરત કરવા પણ જતો હતો.

એક દિવસ કલ્યાણદેવ પોતાના શૂરા સોબતીઓને લઇ

નિમાસ્યામને વખતે ખુલ્લા મેદાનમાં હવા લેવા તથા ઘોડા ખેલાવવા નીકળી ગયો હતો. ત્યાં મલ્લકુસ્તિ, પટ્ટા, બનેટી, ગિદકા વગેરે મર્દાની રમત રમ્યા બાદ સહુ સહુના ઘોડા દોડાવવા તેઓએ ઠરાવ કર્યો. કરેલા ઠરાવ મુજબ પોતાના કેકાણોને છૂટા મૂકી જોસબંધ દોડાવતા દોડાવતા તે નગરના દરવાજા બહાર એક મેદાનમાં જ્યાં નગર નિવાશી શેઠ શાહુકારોના છોકરા ગેડીદડે રમત રમતા હતા ત્યાં આવી પહોંચ્યા. પણ ઘોડાનો દોડવાનો અતિ ઘણો વેગ હોવાથી તેઓના ઘોડા કબજામાં રહ્યા નહિ. કલ્યાણદેવનો ઘોડો અગ્રભાગમાં નીકળી આવ્યો હતો. તેથી તેની અડફેટમાં નગરશેઠના અને બીજા બે આબરૂદાર ગૃહસ્થના છોકરા આવી જવાથી ધબ લઇ ભોંયપર પડ્યા. તે જોઇ કલ્યાણદેવે પોતાના રેવંતને મહા મુશ્કેલીથી ઝાલ્યો. અને પાછા વળી જોયું તો ત્રણ છોકરા બેભાન થઈ પડેલા જોયા. સામેથી આવતા પોતાના સોબતીઓને ઘોડા દોડાવવાનો અટકાવ કરી ભયભિત ચેહેરે તે બોલ્યો કે, અરે! મેં કેવું દુષ્ટ કૃત્ય કર્યું! મારા અવિચારી પણાથી મારી રૈયતના નિર્દોષ છોકરાઓના આવા હાલ થયા! એમ બોલી તરત ઘોડા ઉપરથી ઉતરી બેભાન થઈ પડેલા છોકરાઓની તે આગતા સ્વાગતા કરવા લાગ્યો.

નગરશેઠના એકના એક દીકરાને તથા તેના જેવા બીજા શ્રીમંત શેઠીઆઓના છોકરાઓને નિર્જીવ તુલ્ય પડેલા જોઈ તેના રજપૂત સોબતીઓ ગભરાટમાં આવી પડ્યા. પણ તરત કલ્યાણદેવે તેઓને ફરમાવ્યું કે, તમારામાંથી ત્રણ જણ ત્વરાથી આ ત્રણે છોકરાઓને ઘોડાપર નાખી તેઓને ઘેર પ્હોંચતા કરો. અને બાકીના બેજણ ગામમાં જઈ હુશિયાર વૈદ્યોને તેડી લાવી તેઓનો ઘટિત ઈલાજ કરાવવામાં જરા પણ વિ-

લંબ કરશો નહિ. આ હુકમ સાંભળી એક બીજાની મદદથી ત્રણે છોકરાઓને ઘોડાપર નાખી ક્ષિપ્રતાથી રવાને થઈ ગયા અને બેજણ ફરમાન મુજબ નગરમાંના વૈદ્યોની શોધ કરવા સારૂ ત્વરાથી નીકળ્યા. કલ્યાણદેવ એકલો કેટલીકવાર સુધી ત્યાં ઉભો રહ્યો. કાંઈ પણ ખરાબ પરિણામ થશે એમ તે જાણી ગયો હતો. તોપણ આ હકીકત પોતાના પ્યારા પિતાને નિવેદન કરી માફ માગવાના વિચારથી પાછો ઘોડા ઉપર સ્વાર થઈ શેહેર તરફ તે રવાને થયો.

પેલી તરફ પેલા ત્રણ રજપૂતો છોકરાઓને તેમને ઘેર લઇ ગયા. અને વૈદ્યો હાજર થતાં તેઓએ પણ ઘટિત ઉપાય કર્યા. તોપણ આ ખબર પ્રથમથીજ શેહેરમાં પ્રસરી જતાં લોકોમાં કોલાહળ થઈ રહ્યો હતો. ક્રોધાયમાન થએલા નગરશેઠ તેમજ બીજા શેઠીઆઓએ મળી રાજા સુંદરસેનની આગળ તેના કુમાર કલ્યાણદેવ તરફથી થએલી હાની માટે પુકાર કર્યો. આવી રીતે પોતાની પ્રજાને દુઃખિત જાણી બનેલી હકીકતનો પૂરતો તપાસ કરવા ન્યાયી રાજા કલ્યાણદેવને બોલાવવા હુકમ કરતો હતો. એટલામાં કલ્યાણદેવ પણ આવી પહોંચ્યો. અને ઉભય કર જોડી શિર ઝુકાવી નમ્રતાથી કહ્યું કે, પિતાજી, હું આપને વંદન કરૂંછું, આજે મારાથી એક મોટો અપરાધ થઈ ગયોછે, તેની માફી માગવા હું આવેલો છું. જો આપની આજ્ઞા હોયતો સવિસ્તર હકીકત બ્યાન કરૂં.

**સુંદરસેન**—હે પુત્ર ! હું તારા મનની વાત જાણી ગયો છું. તેં જે અપરાધ કર્યોછે, તેની પુકાર કરવા માટે આ નગરશેઠ આદિ લોકો આવેલાછે. તો આ પ્રમાણે તેં વિના અપરાધે આપણી પ્રજાને દુઃખ શા માટે દીધું ?

**કલ્યાણદેવ**—પુજ્ય પિતાજી, એમાં મારો અપરાધ કાંઇ

પણ નથી. ઐશ્વરી અકસ્માતને લીધે આ ગુન્હો થએલછે, તે ક્ષમા કરશો.

**સુંદરસેન**—હે દુષ્ટ પુત્ર! તેં અત્યાર સુધી આરાજ્યની અંદર વશી કાંઈ પણ પ્રખ્યાતિ કર્યાને બદલે મારી અપકિર્ત્તિ કરીછે. મેં તને તારી મરજી પ્રમાણે વર્ત્તવા દીધો તેનો તેં ખોટો ઉપયોગ કર્યો, તેથી હું ઘણો દિલગીરછું. રાજ્યનીતિમાં કહ્યું છે કે "રાજાએ પોતાની પ્રજાનું પુત્ર પ્રમાણે રક્ષણ કરવું" તે તું જાણતો છતાં રૈયતને નુકશાન કર્યું માટે તું શિક્ષાને પાત્ર થયોછો.

**કલ્યાણદેવ**—પ્યારા પિતાજી, મેં કોઈ પણ દિવસ આપની આજ્ઞા લોપી નથી. મારા થએલ ગુન્હા માટે આપ ફરમાવો તે શિક્ષાને તાબે થવા હું આપની હજુર ઉભોછું.

**સુંદરસેન**—હે ઠગારા પુત્ર! હું તારા કાલાવાલાથી હવે ડગવાનો નથી. અને તને ફરમાવુંછું કે કાંઇ પણ મોટું કાર્ય કરી પ્રખ્યાતિ મેળવ્યા વિના આ રાજ્યની અંદર તારે રહેવું નહિ. ( એટલું કહી રાજા કચેરીમાંથી ઉઠેછે. )

પિતાની આજ્ઞા પાળનાર ચતુર કલ્યાણદેવને માથે આ વખતે બ્રહ્માંડ તૂટી પડવા જેવું થયું. કદી પણ નહિ કહેલા એવા પિતાના કઠોર વચનોને માટે પૃથ્વી માતા માર્ગ દે તો તેમાં સમાઇ જાય, એવું તેને લાગ્યું. કાંઇ પણ બોલ્યા વગર પિતાને નમન કરી ત્યાંથી એકદમ તે પોતાની બેઠકમાં આવ્યો. ત્યાં ઘણીવાર સુધી મનમાં સંકલ્પ વિકલ્પ કર્યો. આખરે નિશ્ચય કરી કહેવા લાગ્યો કેઃ—

**ગીતી.**

**હે મન ધીરજ ધરને, વિકળ થયાથી નહીં કંઇ વળશેઃ**
**સત્વર અહીંથી જાવું, રક્ષા કરીને, હરી દુઃખો દળશે.**

પોતાના શરીર ઉપરથી ઘરેણાં વગેરે ઉતારી એક પેટીની

અંદર નાંખ્યાં. અને મુસાફરીનો પોશાક પેહેરી લીધો. તરત પોતાના પિતા ઊપર એક પત્રિકા લખી કહાડી. પેલી પેટી તથા પત્રિકા પોતાના જવા પછી પિતાને આપવાનું એક નોકરને કહી, ખરચી માટે પૈસા લીધા; અને પોતાના વીજળી સમાન વેગવાન ઘોડા ઉપર શ્વાર થઈ રાત્રી વખતે દક્ષિણ દિશા તરફ ચાલવા માંડયું. તેના વિશ્વાસુ નોકરને આ સર્વે હકીકતની ખબર પડતાં આવી રાત્રીના સમયમાં ન જવા તેણે ઘણી વિનંતિ કરી પણ કલ્યાણદેવે તેના કહેવા પર ધ્યાન આપ્યું નહિ. દરમંજલ રસ્તો કાપતાં ચોથે દિવસે ક્ષિપ્રાનદીને કિનારે આવી પહોંચ્યો. ત્યાં પોતાના ઘોડાને પાણી પાઇ પોતે પણ જળપાન કરી શાંત થયો. ઘોડાને નદીના કિનારા ઉપરના એક વૃક્ષ સાથે બાંધી તે ચિંતા યુક્ત ચેહેરે બેઠેલો હતો. એટલામાં તેની નજર, સામે ઉડતી ધૂળ તરફ ગઈ. દૂરથી કોઈ ઘોડે સ્વારો મારતે ઘોડે કૂચ કરતા આવતા તેને જણાયા. કલ્યાણદેવ આતુરતાથી તેણીગમ જોવા લાગ્યો. થોડી વારમાં પાંચ ઘોડે સ્વારો આવી પહોંચ્યા. તેઓને ઓળખી કલ્યાણદેવ આશ્ચર્ય પામ્યો; પણ તેનાથી કાંઈ બોલાયું નહિ. તે કોઈજ નહિં પણ તેના વહાલા સોબતીઓ સમરસિંહ વગેરે હતા!

ઘાએલ થએલા છોકરાઓને ઘેર મૂકવા જતાં ત્યાં તેમની આગતા સ્વાગતા કરવાને લીધે ઘણો વિલંબ લાગ્યો હતો. ત્યાંથી વળી કલ્યાણદેવની બેઠકમાં આવતાં કલ્યાણદેવને જોયો નહિ. પણ પેલો વિશ્વાસુ નોકર ત્યાં હાજર હતો, તેની પાસે એક પેટી પડેલી જોઇ તે નોકરને તેઓએ પૂછયું, તો તેણે જે બનાવ બનેલો હતો, તે અવલથી આખર સુધી કહી સંભળાવ્યો. કલ્યાણદેવ અહીંથી ગયો સાંભળી તેના વિશ્વાસુ

સોબતીઓને શોક સમુંદ્રમાં ડુબી જવા જેવું થયું પણ જે-નીગમ તેનાં પગલાં ચાલ્યાં હતાં તે તરફ આ નિમક-હલાલ રજપૂતો પણ તેજ વખત રવાના થયા. કલ્યાણદેવ જાય અને તેઓ બેશી રહે, એમતો સ્વપ્નાંતરમાં પણ બને નહિ. જંગલ અને પાહાડોમાં તેના પગલાની શોધ કરતા કરતા દરમજલ મારતે ઘોડે ચોથે દિવસે તેઓ કલ્યા-ણદેવને આવી મળ્યા.

---

## પ્રકરણ ૨ જું.

રસ્તાના થાકથી શ્રમિતથએલા રજપૂત સ્વારોએ ઘોડા-ઓને પાણી પાઈ જૂદે જૂદે સ્થળે બાંધ્યા; અને પોતે પણ ક્ષિપ્રાનદીનાં અમૃત સમાન જળનું પાન કર્યું. કલ્યાણદેવ હજુ અચરતીથી એક બીજાની કૃતિ તરફ જોતો હતો. તે જ્યાં સુધી રજપૂતો શાંત થઇ બેઠા નહિ, ત્યાં સુધી તેને તેજ સ્થિતિમાં રહ્યો. રજપૂત સરદારો કલ્યાણદેવની પાસે આવી બેઠા, ત્યારે નિશા વખતે તારાગણમાં જેમ ચંદ્રમા શોભાયમાન દેખાયછે તેમ આ રજપૂતોથી વીંટાએલ કલ્યા-ણદેવ ચંદ્ર સમાન શોભવા લાગ્યો. આખરે તેણે બોલવું શરૂ કર્યું. પોતાની પાસે બેઠેલા રજપૂત સરદારોને તે ની-તિથી કહેવા લાગ્યો.

મારા ભલા અને શૂરા રજપૂતો! તમારી મારા તરફ આવી પ્રીતિ જોઈ મને સાનંદાશ્ચર્ય ઉત્પન્ન થાયછે. મેં તમને નોકર પ્રમાણે ગણેલ નથી, પણ મિત્રો તુલ્ય ગણી મારા શરીરના અવ્યવ પ્રમાણે અંગરક્ષક જાણ્યાછે. મારા પિતાની જ્યાં સુધી મારાપર મેહેરબાની હતી ત્યાંસુધી મેં તમને અનેક લાડ લડાવ્યાંછે; અને કોઇપણ પ્રકારનું દુઃખ થાય એમ કરવા દીધું નથી. તમે પણ મારી આજ્ઞામાં રહી આ-

રા કહેવા પ્રમાણે કરતા આવ્યાછો. તો હું તમને કહુંછું કે, તમે અહીંથી પાછા નગરમાં જાઓ, અને મારા પિતાની નોકરી કરો. મારે મારા પિતાના વચન મુજબ વર્તવાનું છે. કહ્યુંછેકેઃ—

## दोहा.

“बडे बचन पलटें नहि, जो सतवादी धीर;
कहत सबें हरचंद नृप, भयों नीच घर नीर.”

એ પ્રમાણે મારે મારા પિતાનું વચન પાળવું જોઈએ. તમે સમજુ છો માટે વધારે સમજાવી કહેવા આ વખત હું દુરસ્ત ધારતો નથી.

**સમરસિંહ**—અમારા રાજા ! અમારા માથાના મુગટ એવું અઘટિત વચન આપના મુખાર્વિંદમાંથી કયારે પણ બોલશો નહિ. આપ કહોછો એમ કોઇ કાળે પણ બનવાનું નથી. અમે દિલગીર છીએ કે, આપ અમને ચેતાવ્યા વગર એકલા નીકળી આવ્યા. એમ કરવું આપને ઘટતું નહોતું.

**રામસિંહ**—હે શિરછત્ર ! આપવિના સર્વ મિથ્યા છે. આપ વગર અમારા જીવતરને ધિઃકારછે; માટે આપને મેલી જવા અમારૂં હૃદય સાક્ષી આપતું નથી.

**કલ્યાણદેવ**—અહો બંધુઓ ! હું તમને મારા સહોદર બંધુ તુલ્ય ગણુંછું. તમે આમ બોલી મારા હૃદયનો શોકાગ્નિ વધારે પ્રદિપ્ત ના કરો. પિતાજીએ દેશવટો દીધોછે તો મને દીધોછે. તેની સાથે તમારા જેવા શૂર પુરૂષોને અથડાવું, એ મને યોગ્ય જણાતું નથી. માટે અહિંથી પાછા જવા તમને કહુંછું, હુકમ ઈશ્વરનો તો હું પણ તમને થોડા રોજમાં આવી મળીશ.

**સરદારસિંહ**—મહારાજા! અમે જ્યારે જન્મ્યા ત્યારથીજ

વિધિએ અમારા નશીબમાં આપની સાથે રહેવાનું લખ્યુંછે તો અમે આપને એકલા મૂકીને અહીંથી જઇએ એ વાત સ્વપ્નામાંએ બનનાર નથી. આપને પણ એમજ ઘટેછે કે, ખુશીની સાથે અમને સાથે રાખવા કેમકેઃ—

## दोहा.

"छोटेनर तें रहेत हें, शोभागुत शिरताज;
निर्मळ राखें चांदनी, जेसें पायन दाज."

**અજીતસિંહ**--આપની સંપત્તિમાં આપે અમને બાળ પણથી ઉછેરી અનેક લાડ લડાવ્યાંછે. અને આવી વિપત્તિના સમયમાં આપને મૂકી જઈએ, તો અમારી જનની લાજે. માટે જ્યાં તમે ત્યાં અમે. કદી મેરૂ ચળે, સમુદ્ર પોતાની મર્યાદા મૂકે, તોપણ અમે આપને મૂકી આઘા ખસનાર નથી. કહ્યુંછે કેઃ—

## दोहा.

"विपत बराबर सुख नाहि, जो थोरे दिन होय;
इष्ट मित्र बंधु सबें, जान परेंगे तोय."

**સુરજમલ**—આટલો આગ્રહ કર્યાં છતાં પણ જો આપ ખુશીથી સાથે નહિ તેડી જાઓ તો આપના ગયા અગાઉ આ નદીમાં ઝંપલાવી અમારો જીવ આપશું પણ આ સચેત દેહે જૂદા પડવાના નથી.

**કલ્યાણદેવ**—અરે મારા બ્હાદુર સુભટો ! તમે આટલો બધો આગ્રહ કરોછો તો હું નિરૂપાયછું. ભલે મારી સાથે ચાલો, તમને તેડી જઈ દુઃખી કરવા મારો મુદલ વિચાર હતો નહિ. તે ઉપરથીજ હું તમને ચેતાવ્યા વગર અહીં આવ્યા. શું તમારા પણ નશીબમાં વિધાત્રીએ મારા પેઠે દેશવટો લેવાનું લખ્યું હશે ?

સમરસિંહ વગેરે. ( ખુશી થઈને )મહારાજ આપ જ્યાં જ્યાં જશો ત્યાં ત્યાં અમે આપના શેવકો સાથે ચાલશું આપને કોઇ પ્રકારનું દુઃખ થવા દેશુ નહિ. કદાપિને કાળ સામા ટક્કર લેવાનો હુકમ કરશો તો પણ આ કિંકરો તેનાથી ડરી જાય તેમ નથી. હવે આપની આજ્ઞા મુજબ વર્ત્તવા તૈયાર છીએ. સર્વ ઠેકાણે આપનો જય થાઓ !

ઘોડાઓને ચરવા વાસ્તે નદીની આસપાસ લીલોત્રી ઉગેલી હતી. તે જાણે કલ્યાણ દેવ અને તેના રજપૂત સોબતીઓ અહિં આવશે, એમ ધારી અગાઉથી જગત્કર્ત્તાએ સખ્ત ઉનાળો છતાં વર્ષા ઋતુના જેવી નવપલ્લવ ઉગાડેલી હોય નહિ! એવી જણાતી હતી. તેમાં પોતાના ઘોડાઓને ચરતા મૂકી ત્રણ ચાર દિવસની મુસાફરીનો થાક ઉતરે એટલા માટે રાત વાસો અહિંજ કરવા ઠરાવ્યું.

**દોહરા.**

સુંદર તટ સરિતા તણું વૃક્ષ ઘટ્ટા ચોપાસ,<br>
કરે કોકિલા ગાન બહુ, મન અતિ થાય ઉલ્હાસ,<br>
લ્હેર સુગંધી આવતી, પુષ્પલતા ભરપૂર,<br>
વિરામ પામ્યા અધિક ત્યાં, થયો થાક સહુ દૂર.

અંધકારનો નાશ કરનાર સુર્ય નારાયણને ઉધાચળ પર્વત ઉપર પ્રકાશમાન થવાને થોડીજ વારછે, એમ જાણી કલ્યાણદેવ તથા તેના રજપૂત સોબતીઓ ત્વરાથી ઉઠયા. દંત ધાવન કરી નાસ્તો કર્યો. પછી કઈ દિશા તરફ ચાલવું તેનો વિચાર કરવા લાગ્યા. છેવટે પૂર્વ દિશા તરફ ચાલવાનું નક્કી કરી પોતાના ઈષ્ટદેવનું સ્મરણ કર્યું અને તરતજ ઘોડા ઉપર સ્વાર થઇ ચાલવા માડયું. સાત દિવસનો રસ્તો કાપ્યા પછી આ યુવાન સ્વારો ઝાડીથી ખીચ ભરેલા ગાઢા અરણ્ય નજીક આવી પહોંચ્યા. મધ્યાન્હ કાળનો સમય થવા

આવ્યો હતો. માટે પાણીની તૃષાથી ઘોડાઓ તેમજ સ્વારો પણ વ્યાકુળ થતા હતા. અગાડી પાણી આવશે એવી આશાથી તે જંગલની અંદર પ્રવેશ કર્યો. ચાલતાં ચાલતાં મધ્યારણ્યમાં જ્યાં સુર્યનો પ્રકાશ મુદ્દલ દેખાતો નથી, અંધકાર વ્યાપી રહેલછે, એવી બીઆમણી ઝાડીમાં આવી પહોંચ્યા. જેઓને કાળનો પણ ડર નથી એવા છએ સ્વારોને લઇ તેમના પાણીપંથા ઘોડાઓ ત્વરાથી ચાલતા હતા. એતેફાક રસ્તે ચાલતાં એકદમ અટકી ગયા. તેઓને આગળ ચલાવવા આ યુવાન સ્વારો એડી અને ચાબુકનો પ્રહાર કરતા હતા. એટલામાં આખું વન ગાજી ઉઠયું. ફાળ મારતો, બરાડા પાડતો, કાળ સમાન વિકાળસિંહ, કે જેને જોતાં કઠણ હૈયાનો મનુષ્ય પણ હબકી જાય. તે ઘોડેસ્વારોની સામે આવ્યો. આ સ્વારો શૂરવીર હતા તોપણ આવા ભયંકર પ્રાણિને પોતાની સામે અચાનક આવેલો જોઈ એકવાર તો ડરી ગયા. અને થોડીવાર સ્તબ્ધ થઈ એક બીજા તરફ જોવા લાગ્યા. પણ તરતજ સાવધાન થઇ આ નિર્દય પ્રાણીને મારવા તેઓએ પોતાના હથિયાર સજ કર્યા.

સિંહે સમરસિંહ કે સર્વથી આગળ ચાલતો હતો તેનાપર ઝડપથી તલપ મારી. પણ આ શૂરા સરદારે પોતાના ખડ્ગવડે તે ભયંકર સત્રુનો નાશ કર્યો. અતિ તૃષાને લીધે તથા રસ્તાના થાકથી આ યુવાન સ્વારો વ્યાકુળ તો થએલજ હતા. તેમાં આ નિર્દય શત્રુને હરાવતાં વધારે શ્રમિત થયા, તેથી આગળ ચાલવાની તેઓની હિંમત ચાલી નહિ તેથી સર્વે ત્યાં અટકી ઉભા અને એક ઝાડ નીચે ઉતરી પોતાના ઘોડા બાંધ્યા. થોડીવાર વિશ્રામ લીધાપછી તેમાંના ત્રણ જણ સમરસિંહ, રામસિંહ, અને સરદારસિંહ પાણીની શોધ માટે તે જંગલમાં ગયા, બાકીના બેજણ અજીતસિંહ અને શૂ-

રજમલ કલ્યાણદેવની ખિજમતમાં હાજર રહ્યા. શ્રમિત થએલા બે સરદારો ઝાડ નીચે પથારી કરી સૂતા કે તરતજ જંગલના મંદમંદ વાયુની લ્હેરથી નિંદ્રાદેવીને વશ થઈ ગયા. કલ્યાણદેવે પણ તેઓની પાસે પથારી કરી હતી, પણ તેને ઉંઘ આવી નહિ. કારણ કે પિતાના અયોગ્ય વચન તેના હૃદયમાં સાલતા હતા. પોતાનો વિચાર પાર શી રીતે પડશે તેનો ખ્યાલ તેના મનમાં થઈ શકતો નહોતો. તે પોતાના મન સાથે કહેછે. "અરે! મારા નશીબમાં તો જે દુઃખ લખેલું છે તે મારે ભોગવ્યા વગર છુટકો નથી. પણ આ મારા નિર્દોષ સરદારો પોતાની હઠને વળગી રહી મારી પછવાડે કેટલું દુઃખ સહન કરેછે? આ બે સરદારો રસ્તાના થાકથી શ્રમિત હોતાં નિદ્રાદેવીને વશ થઈ ગયાછે. પેલા ત્રણ સરદારો પાણીને વાસ્તે ક્યાં ને ક્યાં ભટકવા નીકળી પડ્યાછે. તો શું મારે આમ બેશી રહેવું? અરે! મારો વિચાર આવી સ્થિતિમાં કોઈ કાળે પણ પાર પડવાનો નથી; અને તેની ચિંતાને લીધે મારે આખરે એક દિવસ મોતને સ્વાધીન થવું પડશે. તો ત્યાં સુધી આવી રીતે દુઃખ વેઠવું તે કરતાં હાલ મરવું એ બેહેતર છે."

હરકોઇ મનુષ્યને જ્યારે ઘણી વિપત્તી પડેછે ત્યારે તેની શુદ્ધિ ઠેકાણે રહેતી નથી. તેના મનની અંદર અનેક તરેહનાં તર્કવિતર્ક થયાં કરેછે; પછી તે મનુષ્ય ગમે તેટલો બુદ્ધિમાન હોય તોપણ વિપત્તિમાં તેને અવળી મતિ સૂઝેછે. જેમકે:—

## दोहा.

"मोत फिरजावें बिपत्तिमें, रावरंक इक रीत;
हेम हिरन पाछें गयो, राम गमाइ सीत."

આત્મઘાતના વિચારથી કલ્યાણદેવ તે સ્થળેથી ઉઠયો અને જંગલની અંદર ચાલ્યો જાયછે. વખતે પાછળ પણ નજર ફેરવી કહેછે કે રખેને તેઓમાંથી કોઈ મારી પછવાડે આવી લાગશે તો મારી મુરાદને હું પહોંચીશ નહિ. એમ કહી આગળ ચાલેછે, તો થોડેક દૂરથી એક દેવાલય દીઠામાં આવ્યું. તેને જોતાંજ તે વિચાર કરવા લાગ્યો કે, આવા બિઆબાન જંગલની અંદર આ સેનું દેવલ હશે? છેક નજીક આવ્યો. અંદર જુએછે તો અષ્ટભુજા દુર્ગાદેવીની પ્રતિમા બિરાજમાન થએલીછે. અહિ હર્ષથી પોતે કહેછે કે, આ જેવું ઉત્તમ સ્થાન મને બીજું કયું મળનાર છે? એમ કહી દેહાર્પણ કરવા માટે સ્તુતિ કરવા લાગ્યો.

ભુજંગીછંદ.

અહો વિશ્વમાતા વિધાતા પ્રતાપી,
મહાકાળિ તું કષ્ટને નાંખ કાપી;
સદા તાપ સંતાપ સર્વે નિવારો,
મને ઈશ્વરી એક આધાર તારો.
અહોનીશ દેવાધિ સૌ પાય લાગે,
સુખેથી ઋષિને મુનિ મુક્તિ માગે;
કર્યા પાપનાં ફૂલ મેં તે વિસારો,
મને ઇશ્વરી એક આધાર તારો.
મહા ઘોર સંસાર મિથ્યા અતીશે,
વળી મોહની જાળ જંજાળ દીસે;
તજી તે હવે અર્પું હું પ્રાણ મારો,
મને ઇશ્વરી એક આધાર તારો.

સ્તુતિ કરી રહ્યાબાદ ચળકતું ખડ્ગ પોતાના ગળામાં મારવા જાયછે કે, તરતજ દુર્ગાદેવીએ સાક્ષાત દર્શન આપી તેનો હાથ પકડી રાખ્યો. અને કહ્યું, "હે પુત્ર હું તારા ઉ-

પર પ્રસન્ન છું. તું વિના કારણે શામાટે આત્મઘાત કરે છે? તારી ધારણામાં તું પાર પડીશ. વળી જ્યારે મારૂં સ્મરણ કરીશ ત્યારે તારૂં દુઃખ નિવારણ કરવા માટે હું તારી મદદે આવીશ. આ જંગલ હવે થોડુંજ દૂરછે. તે ઓલંઘન કરી ગયાબાદ તને પાણી તરત મળશે." ( એમ કહી દેવી અદૃશ્ય થઈ ગયાં. )

કલ્યાણદેવ જે આ બધું સાંભળી અસ્તુ! અસ્તુ! કરતો હતો, તે માતાજીનાં અદૃશ્ય થયા પછી તરવાર મ્યાન કરી હસતે ચેહેરે પોતાના સોબતીઓ તરફ વળ્યો.

પાણીની શોધ માટે ગએલા સરદારો પાણી ન મળવાથી રખડી રખડીને પાછા વળી આવ્યા. ત્યાં જુએછે તો કલ્યાણદેવ મળે નહિ. એટલે દિલગીર થઇ સૂતેલા બે જણને જાગૃત કરતાં તેઓ પણ ચમકીને ઉઠયા. તેઓને પૂછતાં તેઓ કાંઇ પણ ભાળ આપી શક્યા નહિ. તેથી બધા મળી તેની શોધ કરતા ચાલ્યા. થોડેક દૂર ગયા એટલે કલ્યાણદેવ આવતો દેખાયો. તેના આવી પહોંચવા સુધી તેઓ ત્યાં થોભી રહ્યા. જ્યારે કલ્યાણદેવ આવ્યો ત્યારે તેને અદબ અંદાજેથી સલામ કરી માન ઈકરારૂની સાથે પાછા પોતાના સ્થળ તરફ વળ્યા. પાણી ન મળવાથી તૃષિત થએલ સરદારો કલ્યાણદેવના પ્રફુલ્લિત થએલ ચેહેરાને જોઇ સર્વ દુઃખ વિસરી ગયા. અને ત્વરાથી આગળ ચાલવાની તૈયારી કરી. ઘોડાઓ થાકથી શ્રમિત તથા તૃષાથી વ્યાકુળ થએલ છતાં માતાજી પ્રસન્ન થયાંછે એમ જાણે અગાઉથી જાણી ગયા હોય, તેમ મહા વેગથી ચાલવા લાગ્યા. અને થોડીવારમાં આ ભયંકર જંગલ છોડી એક સુંદર સરોવર નજીક આવી પહોંચ્યા.

---

# પ્રકરણ ૩ જું.

શ્રીમંતપુરમાં કલ્યાણદેવનો પિતા સુંદરસેન કલ્યાણદેવને એવાં કઠોર વચનો કહી કચેરીમાંથી ઉઠી પોતાના મેહેલમાં ગયો. તે હમેશાં કલ્યાણદેવને રાત્રે પોતાની પાસે બોલાવતો હતો. પણ તે રાત્રે ગુસ્સાના આવેશથી તેને નહીં બોલાવતાં સુઇ ગયો. સવાર પડી કે તેનો ગુસ્સો નરમ પડયો. એટલે કલ્યાણદેવને તેડાવી સમજુત આપીને મનાવી લેવા મન થયું. તેથી તે જ્યાં હોય ત્યાંથી તેડી લાવવા માણસો મોકલ્યા. નોકરોએ તેની બેઠક, તેનું સહન ગૃહ, બાગ, બંગલે તેમજ તેના સોબતીઓને ઘેર અને સ્થળે સ્થળે તપાસ કરી; પણ કોઈપણ જગ્યાએ તેનો પત્તો ન મળવાથી પાછા આવી સુંદરસેનને કહ્યું, મહારાજ! કુમાર કલ્યાણદેવ તથા તેના સોબતીઓની અમે ઘણી શોધ કરી. પણ ક્યાંએ તેઓનો પતો મળતો નથી. આ સાંભળી સુંદરસેન ઘણો પસ્તાવા લાગ્યો. એટલામાં કલ્યાણદેવના નોકરે આવી પેલી પેટી રાજાની પાસે મૂકતાં કલ્યાણદેવે આપેલ ચીઠી તેને આપી. ઘણી આતુરતાની સાથે રાજા સુંદરસેન તે ચીઠી ફોડી વાંચવા લાગ્યો.

**મારા શિરછત્ર પુજય પિતાજી!**

હું અત્યંત દિલગીરીની સાથે જણાવુંછું કે, મારા વાસ્તે આપને અત્યંત દુઃખ વેઠવું પડયું આપનો હુકમ થતાંજ તેને માન્ય કરી હું વગર વિલંબે આ નગર છોડી જાઊંછું. આપના ફરમાવ્યા મુજબ કાંઈ પ્રખ્યાત કાર્ય કર્યાવિના હું આ રાજ્યમાં આવીશ નહિ. મારા તરફની કાંઈપણ ચિંતા આપને રાખવાની નથી; કેમકે સર્વ શક્તિમાન ઈશ્વર સહુની ફિકર રાખેછે. કહ્યુંછે કે:—

## दोहा.

"प्रभुकुं चिंता सबनकी आपन करिए नांहि,
जन्म अगाउ भरत हैं, दूध मात थनमांहि."

મારામાં જો હિમતછે, અને હાલવા ચાલવાની શક્તિછે, તો જ્યાં જ્યાં હું જઈશ ત્યાં ત્યાં આપ પુજ્યના પ્રતાપથી હું આનંદ માની લઈશ, પરંતુ મારી એક વિનતિ એછે કે, મારા વિયોગથી મારી માતાજીને દુઃખ થાય તો તેને ધીરજ આપશો. આ માણુસ સાથે પેટી મોકલીછે, તેમાં મારાં મુલ્યવાન આભૂષણ છે તે સંભાળી લેશો.

**લી. આજ્ઞાકિત છારૂ કલ્યાણદેવના**

પ્રમાણ.

પત્ર વાંચતાંજ રાજા સુંદરસેનને મુર્છા આવી. તેને સ્વપ્નામાં પણ નહોતું કે, પોતાનો પુત્ર આવો ટેકવાળો છે. ફરિયાદ આવેલા નગરશેઠ વગેરેને રાજી રાખવા માટે તેણે ક્રોધ જણાવી કલ્યાણદેવને સહેજભાવે વચન કહ્યા હતા. પણ તેનો અમલ તે આ પ્રમાણે આટલી ત્વરાથી કરશે, એમ તેણે કદી પણ ધાર્યું નહોતું. મુર્છામાંથી સચેત થઈ તેણે નોકરને હકીકત પૂછવા માંડી. નોકરે કહ્યું, મહારાજ, આ ચીઠી તથા પેટી કલ્યાણદેવે મને રાત્રી વખતે આપી હતી, હું તેજ વખત આપની પાસે આવત, પણ કલ્યાણદેવે મને સવારે આપવાનો હુકમ કર્યો હતો, તેથી આ વખતે હું લઇ આવ્યોછું. અને તેઓ તેજ વખત ઘોડા ઉપર ચડી દક્ષિણદિશા તરફ ચાલ્યા ગયા. મેં તેઓને રાત્રી વખતે ન જવા ઘણા કાલાવાલા કર્યા, પણ તેઓ ગુસ્સામાં

હતા તેથી મારૂં કાંઈ પણ સાંભળ્યું નહિ. થોડીવારમાં તેમના રજપૂત સોબતીઓ આવ્યા તેઓને આ વાતની ખબર પડતાં તેઓ પણ એમની પછવાડે ચાલી નીકળ્યા. આ સાંભળી સુંદરસૈન ઘણો પસ્તાવા લાગ્યો, અને બોલ્યો કે:—

## દોહરા.

કેમ દુષ્ટ હું તો થયો, કર્યો ઘણો મેં પાપ;
કથતાં વચન વિનાશના, જીભ ન તૂટી આપ.
મનમાં પ્રથમ ન આવિયું, તું શાણો સુકુમાર;
હાય હવે તો શું થશે, ગમ ન પડે લગાર.
શિક્ષા તુજને થઇ ઘણી, તારો થોડો વાંક;
તે માટે દિલડું બળે, હવે બન્યોછું રાંક.
કુંવર મારા લાડલા, કોને કહું સુખકંદ!
જી! જી! કહી નહિ બોલશે, થયો હું લોચન અંધ.
બોલી કોઈની નવ ગમે, ન ગમે બીજી વાત;
પુત્ર પ્રતાપિ તો ગયો, થયો મહા ઉત્પાત.
કઈપેરે ધિરજ ધરૂં, કરૂં દેહની ઘાત;
અન્ન ઉદક હું કયમ લઉં, થયો મહો ઉત્પાત.
સુંદર મુખ નિત પેખીને, થતો ઘણો રળિયાત;
વદન સકોમળ કયાં ગયું, થયો મહા ઉત્પાત.
નગર કોલાહલ જામશે, દુઃખી થશે તુજ માત;
પ્રાણ ત્યાગશે તે તરત, થયો મહા ઉત્પાત.

અરે હું કેવો નિર્દય કે, મારા એકના એક કુમાર ઉપર મેં કેટલો જુલમ કર્યો! અરે! જ્યારે તે વિલે મોઢે મારી આગળ નમ્રતાથી ઉભો રહ્યો હતો, ત્યારે મેં દુષ્ટે કાંઈ પણ વિચાર કર્યા વગર કદી ન કહેલા એવા વચન પ્રહાર

મેં તેને કર્યો. શું સ્વર્ગ સમાન સુખ ભોગવનારો મારો કલ્યાણદેવ જંગલના અસહ્ય દુઃખ સહન કરશે? અરે! જ્યારે તેણે પોતાના શરીર ઉપરથી ઘરેણું ઉતાર્યું હશે ત્યારે તેને કેવું લાગ્યું હશે? અરે મારા વહાલા કુમાર! તારાથી આખી રાત્ર ભયંકર જંગલની અંદર શી રીતે નીકળી હશે? (એમ વિલાપ કરતો બેઠેલા સ્થળ ઉપર ઢળી પડે છે.)

કલ્યાણદેવની માતાને આ વાતની ખબર પડતાં તેણે અતિ આક્રંદ કરવા માંડયું. પોતાના વહાલા કુમાર ઉપર રાજાએ આટલો જુલમ કર્યો, તેના માટે તેને તે ઠપકો દેવા લાગી. તેના વિલાપથી દાસદાસીઓ પણ રળારોળ કરવા લાગ્યાં. એકંદરે આખા જનાનખાનામાં કરૂણારસ વ્યાપી રહ્યો હતો.

આખા શેહેરમાં આ વાત ફેલાઈ ગઇ તેથી લોકોનાં ટોળેટોળાં દરબારમાં આવવા લાગ્યાં. કટલાંક તો આવા પ્રજાપાળ રાજાને દુઃખિ થતો જોઈ પોતે પણ દુઃખી થવા લાગ્યાં. કેટલાકજણ નગરશેઠ વગેરે જે ફરિયાદ કરવા ગયા હતા, અને જેમનાથી આવો માઠો બનાવ બન્યો. તેમને ધિક્કાર આપતા હતા.

સમરસિંહ વગેરે કલ્યાણદેવની સાથે ગયા છે, એવું સાંભળી લોકો તેઓના ભારે વખાણ કરવા લાગ્યા. પોતાના પુત્રોના વખાણ થતા સાંભળી રજપૂત સરદારો અત્યાનંદ પામતા હતા. કહ્યું છે કે:—

## दोहरा.

"अपनी कीर्त्ति कान सुनि, होत न कौन खुशाल,

नागमताके सुनतहीं, विख छांडतहे व्याल."

જો કે પોતાના પુત્રોનો વિયોગ થયો હતો, તથાપિ તે વિયોગને તેઓ શામ ધર્મ સમજતા હતા; અને તેમાંજ તેઓ પોતાની મોટાઇ માનતા હતા. તો પણ રાજા સુંદરસેનને દિલગીર થતો જોઈ પોતે પણ તેમાં ભાગ લેવાના હેતુથી તેઓ દિલગીરીનો દેખાવ ધારણ કરતા હતા.

બેભાન થઈ પડેલા રાજા સુંદરસેનને સચેત કરવા માટે તેના નોકરો સુગંધી વાળાના પંખા ઉપર ગુલાબજળ છાંટી તેવડે વાયરો કરતા હતા તેથી તથા વૈદ્ય, તબીબોના ઉપચારથી કેટલીકવારે તેને શુદ્ધિ આવી. અને પાછો તે વિલાપ કરવા મંડયો, પણ તેટલામાં તેના પ્રધાને આવી તેને ધિરજ આપવા માંડી, તેણે કહ્યું કે, મહારાજ! કલ્યાણદેવ પરદેશ ગયા તેને માટે આટલો બધો શોક કરવો આપને ઘટતો નથી. રાજાના કુંવરો હમેશ પરદેશ રટણ કરતા આવ્યા છે અને તેથીજ તેઓની અંદર હુશિઆરી આવેછે. કહ્યુંછે કેઃ—

श्लोक.

"देशाटनं पंडित मित्रताच,
वारांगना राज्यसभा प्रवेशः।
अनेक शास्त्राणि विलोक्यतानि,
चातुर्य मुलानि भवंति पंचः"

ઉપરના શ્લોકમાં કહ્યા પ્રમાણે દેશાટન કરવાથી કુંવરની ચાતુર્યતામાં વધારો થશે; અને રાજ્ય કરવાને લાયક પણ તે ત્યારે થશે; વળી કલ્યાણદેવ શૂરવીરછે. તેમજ તેની સાથે ગએલા તેના સોબતીઓ પણ તેવાજ હોવાથી તેને શું દિ-

કરછે ? થોડા રોજમાં તેની ભાળ મેળવી કોઇ એક યુક્તિથી આપણે તેને અહિ બોલાવી લેશું. માટે શોક સમુદ્રમાં આપ જેવા શાણા પુરૂષને ડુબી જવું વાસ્તવિક નથી. કુંવરના ગયાપછી કલ્પાંત કરી અફસોસ કરવો એ શાસ્ત્ર નિયમ પ્રમાણે અપશુકન કર્યા જેવું થાયછે. માટે આપે શાંત સ્વભાવ રાખી દૃઢતા પકડવી જોઈએ.

સમય અનુસાર બોલનાર પ્રધાનના સમજાવવાથી રાજાને ધીરજ આવી. તોપણ કલ્યાણદેવને શોધવા માટે તેણે ઠામ ઠામ માણસો મોકલ્યા. અને તેઓને કહ્યું કે, જે કોઈ કલ્યાણદેવને તેડી આવશે, તેને લક્ષપસા કરવામાં આવશે. ઈનામની લાલચથી અમીર ઉમરાવ અને બીજા પણ કેટલાક નોકરો ભાળ મેળવવા માટે નીકળી પડ્યા. ઘણા દિવસ સુધી જંગલ, પહાડો, મોટાં શેહેરો વગેરે જોઇ આખરે નિરાશ થઇ તેઓ પાછા વળી આવ્યા. અને રાજા સુંદરસેનને નિષ્ફળ શ્રમ થવાના સમાચાર કહ્યા. એટલે તે દિલગીરીની સાથે ધિરજ રાખી બોલ્યો કેઃ—

હરિગીત છંદ.

કરૂણા નિધાન કૃપાળ ઇશ્વર, ભક્ત વત્સલ સર્વદા,<br>
છો જગતના પ્રતિપાળ દીન દયાળ સુમતિ ઘો સદા;<br>
મુજ રંકપર કરૂણા કરી, આ અરજ ઉરમાં ધારજો,<br>
સુતછે વિદેશ મહેશ સ્વામી કષ્ટ સર્વ વિદારજો.

---

## પ્રકરણ ૪ થું

પૂર્વ દિશા તરફ સુંદરપુર નામે એક સુશોભિત નગર હતું. તેમાં અનંતસેન નામે ન્યાયી અને ક્ષત્રીકુળ દીપક રાજા

રાજ્ય કરતો હતો. સ્વધર્માનુસાર ચાલનાર આ રાજાને વિમળમતિ નામે પટરાણીનાં ઉદરથી ઉત્પન્ન થએલ મેનકા અને ઉર્વશી સમાન રૂપવંતી અને સદ્ગુણ સંપન્ન મદન મંજરી નામની કુંવરી હતી. તેની યુવાવસ્થાના અપૂર્વ રૂપથી લલચાઈ દેશ દેશના રાજાઓએ અજીતસેન આગળ માગાં મોકલ્યાં હતાં. પણ કુંવરીને સમાન ગુણ, રૂપ અને વયનો યોગ્યતર ન મળવાથી રાજા અજીતસેને એકે માગું કબુલ રાખ્યું નહોતું. કામદેવની સ્ત્રી રતીને લજવાવી નાંખે એવી કુંવરી મદન મંજરીની કીર્ત્તિ ઠામો ઠામ પ્રસરી ગઈ હતી. જેમકે:—

## सोरठा.

"पानिपें आधार, कियो इंदिरा जानि शुभ,
कीर्ति तज दरबार, देशाटन करबें चली."

આ સુકુમાર કુંવરીની તેના રૂપ અને ગુણ ઉપરથી પ્રખ્યાતિ થઈ રહી હતી. તેનો આબેહુબ ચિતાર આપવાને મોટા કવિઓની રસના પણ નરસ થઇ જાયછે. તોપણ નિચેનું કવિત તેનું માત્ર દિગ્દર્શન કરવાને બસ થશે.

## कवित.

सुंदर सुरंग नेन, शोभित अनंग रंग,
अंग अंग फेलत, तरंग परिमलके;
वारनके भार सुकुमारकोलचंत लंक,
राजे परजंकपर, भीतर महलके.
कहे पद्माकर, बिलोकीजन रिजजेहि,

**अंबर अमलके, सकल जल थलके;**
**कोमल कमलके, गुलाबनके दलके,**
**सुजात धरी पायनसों, बिछोनां बखमलके.**

સુંદરપુર શેહેરની શોભા અલૌકિક હતી. તેનાં પશ્ચિમ ભાગમાં મનને મોહ પમાડનાર અતિ વિસ્તારવાળું એક સુંદર સરોવર હતું. તેની પાળ ચારેતરફ આરસપાહાણ તથા તેના જેવા સ્વચ્છ પથ્થરથી બાંધેલી હતી. સ્થળે સ્થળે ચડવા ઉતરવા વાસ્તે પાળને પગથીઆ પણ કર્યા હતા. તેનાં નિર્મળ અને મીઠા પાણીમાં કમળનાં ફૂલ થએલાં હતાં, તેને લીધે આ સરોવર અધિક સુશોભિત જણાતું હતું. વળી સુંદરપુર નિવાસી મૃગનયની, કટિકેશરી, રંભા સમાન વનિતાઓનાં વૃંદો ઠેકાણે ઠેકાણે ત્યાં જળ ભરવા આવતાં હતાં. તેમજ કેટલીક મનહર મુગ્ધાઓ પોતાની સરખી સાહેલીઓ સાથે અનેક તરેહનાં હાસ્યવિનોદ કરતી, મદોન્મત હસ્તિણિની પેઠે ઝુલતી ઝુલતી પોતાના ઘર તરફ જતી હતી. પાળની આસપાસ આમ્ર, આશોપાલ્લવ, લીંબડા, પીપળા વગેરે વૃક્ષો હારદોર ઉગી નીકળ્યાં હતાં. તે વગેરે કારણોથી આ સરોવરનો દેખાવ અતિ પીડિત થએલ મનુષ્યને પણ આલ્હાદ પમાડે એવો હતો.

સરોવરની પાસે એક તરફ મહારાજા અનંતસેને એક સુશોભિત બાગ બનાવ્યો હતો. તેની ચારે તરફની ભીંત થોડીક આરસપાહાણથી ચણેલી અને તેની ઉપર લોઢાનાં સળીઆં જડી દીધાં હતાં. તેથી રસ્તે જનાર વટેમાર્ગુને પણ અંદરનો રમણિય દેખાવ નજરે પડી શકતો હતો.

બાગમાં રાજાએ હુશિઆર માળી રાખ્યા હતા, તેથી તે-
ઓની સ્થળે સ્થળે ઝાડ રોપવાની ચતુરાઇથી બાગની શોભા
ઇંદ્રના ઉપવન જેવી જણાતી હતી. ઠેકાણે ઠેકાણે દ્રાક્ષના
વેલાથી છવાએલ મંડપો તેમજ ગોળાકાર હોજની ચારે
તરફ વાવેલ ગુલાબ, ચંપા, ચંબેલી, જુઇ, જાય, મોગરા,
કેતકી. ગુલગોટા, ડોલર, વગેરેનાં પુષ્પથી ભરપૂર ઝાડને
જોઇ નંદન વનની ભ્રાંતિ ઉત્પન્ન થયા વિના રહે નહિ.
મોટા વૃક્ષોની ઘટ્ટામાં પક્ષીઓનાં કલ્લોલથી તેમજ કોકિલા
વગેરે મનહર રાગ ગાનારા પક્ષીઓનાં ટૌકારથી આખો
બાગ ગાજી રહ્યો હતો. તે બાગની અંદર પેસવાને તરેહ
તરેહનાં રંગ દીધેલ તથા કોતરણી કરેલ પથ્થરથી બાંધે-
લો ગોળ દરવાજો હતો. તેમાં પેસતાં મહારાજા અનંતસેને
પોતાના ઇષ્ટદેવ મહાકાળેશ્વરનું મોટું દેવાલય ચણાવ્યું હતું.

પોતાની સખીઓ સહવર્તમાન હાસ્યવદની, કમલનયની,
કુમારી મદનમંજરી હમેશ આ મહાકાળેશ્વરનું પૂજન કરવા
આવતી હતી. એક દિવસ સખીઓની રાહ ન જોતાં પો-
તાની એક વિશ્વાસુ દાસી સાથે રોજનાં નિયમ પ્રમાણે હ-
સ્તકમળમાં પૂજાનો થાળ લઈ સુંદર સરોવરનો રમણિય
દેખાવ જોતી હંસગમની, ચતુર મદનમંજરી મહાકાળેશ્વ-
રનું પૂજન કરવા ગઇ. પૂજન કરી રહ્યાબાદ પ્રણામ કરી
હસ્ત જોડીને સ્તુતિ કરવા લાગી.

### વસંતતિલકા છંદ.

સર્વેશ સ્વામી વિનયે વિનતી કરૂંછું,
હું નિત્ય નેમથકી નામ મુખે ધરૂં છું;
હે દેવ, દીનજનનાં દુઃખ વૃંદ કાપ્યાં,

પ્રીતે પ્રસન્ન થઇને વરદાન આપ્યાં.
સુરાદિદેવ તુજ નામ જપે સદાએ,
વીણા વજાવી ગુણ નારદ નિત્ય ગાએ;
થૈને કૃપાળ ફળ ઇચ્છિત સર્વ આપો,
હે નાથ! હાથ ગ્રહી કષ્ટ સમસ્ત કાપો,

અહો મહાન શક્તિવાળા સદાશિવ! આપ મારી સર્વ સ્થળે રક્ષા કરજો. હું આપના ચર્ણારવિંદમાં મસ્તક નમાવી ઉભીછું તેને સહાય થજો. હે મૃત્યુને જીતનાર! ત્રિપુરારિ! મોટા સર્પોના હારવાળા! ચંદ્રમૌલી શંકર! આપ મારાં સર્વ વિઘ્નોનો નાશ કરજો. હે મહાદેવ! હે વિષધર! નિલકંઠ! શશિ શખર! હું આપને નમસ્કાર કરૂંછું; હું આપની રંક દાસીછું તેને કૃપા કરી મનવાંચ્છિત ફળ આપો. પોતાને જગદીશ્વર પ્રસન્ન થયા હોય એમ મનમાં પ્રફુલ્લિત થઈ દેવલના બહારના ભાગ ઉપર ઉભી રહી, અને સામેના સરોવરનો અલૌકિક દેખાવ જોતાં તેની નજર એક આશોપાલવનાં વિશાળ વૃક્ષ નીચે તરતના આવેલ છ ઘોડેસ્વારો ઘોડા ઉપરથી ઉતરી પોતાના ઘોડાં ઝાડ સાથે બાંધતા જણાતા હતા, તે તરફ ગઇ. આ ઘોડેસ્વારોના ચેહેરા ગર્દથી છવાઇ ગએલા હતા; તેમજ તૃષાથી વ્યાકુળ થયા છતાં ધીરજથી તેઓ પોતાના થાકી ગયેલા અશ્વોની આગતાસ્વાગતા કરતા જણાતા હતા. તે સ્વારો બીજા કોઈ નહિ, પણ કલ્યાણદેવ તથા તેના સોબતીઓ હતા.

દુર્ગામાતાનું વરદાન લઇ કલ્યાણદેવ પોતાના સોબતીઓને મળ્યો, અને ત્યાંથી તેઓ એક સરોવર પાસે આવ્યા, તે સરોવર આજ હતું. છએ જણે નિર્મળ જળમાં સ્નાન કરી

અમૃત સમાન જળનું પાન કર્યું. બાદ પોતાના વસ્ત્રો પેહેરી અપૂર્વ શોભા નિરખવા લાગ્યા. લલિત લલનાઓનાં ટોળેટોળાં જળ ભરવા આવતાં જતાં દેખાતાં હતાં, તેમજ સરોવર અને સામેના બાગનો દૂરથી દેખાવ જોઈ કલ્યાણદેવ તથા તેના સોબતીઓ બધું દુઃખ વિસરી જવા લાગ્યાં. અને તેઓને અતિશય આનંદ પ્રાપ્ત થઈ.

આ સર્વે મદનમંજરી ઉભી ઉભી જોતી હતી. તેનાં મનમાં કોઈક જાતની આશા ઉત્પન્ન થઈ કલ્યાણદેવને દૂરથી જોતાં તેની સ્થિતિ બદલાવા લાગી. હવે કલ્યાણદેવ તથા તેના સોબતીઓ ઉતારો શોધવા માટે ફરતા ફરતા બાગની તરફ આવ્યા પેલા માણસો કોણ છે? અહિં શા માટે આવે છે? વગેરે હકીકતની તપાસ કરવા પોતાની સાથે આવેલી દાસીને તેણીએ કહી રાખ્યું. અને પોતે દેવળની અંદર ગઇ. કલ્યાણદેવ જે તેના સોબતીઓથી અગાડી ચાલતો હતો, તે દરવાજામાં આવ્યો, કે તેની તિવ્ર નજર સામેનાં દેવાલયમાં બેઠેલી શશિમુખી મદનમંજરી ઉપર ગઇ; તેમજ મદનમંજરીની દૃષ્ટી પણ કામદેવને લજ્જાયમાન કરનાર કલ્યાણદેવ ઉપર પડતાં દૃષ્ટીરૂપી વરત બાંધી મૂકયો હોય તેવો દેખાવ થઈ રહ્યો.

## दोहा.

"दीठ वरत बांधी अटनि, चढी आवत न डरात,
इत उततें मन दुहुनके, नटलों आवत जात."

એવી રીતે નેત્ર રૂપી બાણ ભમર રૂપી કમાનમાં ખેંચી પરસ્પર મારો ચલાવતાં હતાં, તેમાં મદનમંજરીનાં નેત્રબાણ કલ્યાણદેવનાં જિગરમાંથી આરપાર નીકળી ગયાં. કલ્યાણદેવે પણ પોતાની ચતુરાઈથી તેને વશ કરી લીધી હતી,

તેથી તેનાં મુખ સામું તે વારંવાર તાકી તાકીને જોવા લાગી.
આખરે તે શરમાઈને પોતાનું હાસ્ય વદન છુપાવવા જતી હતી,
પણ પ્રેમ પાસના પંઝામાં પકડાઇ જવાથી તે તેમ કરી શકી
નહિ. એટલે પોતાના નેત્રોને ધિઃકારી કહેવા લાગીઃ—

### दोहा.

"दहें निगोडे नेन यहं, गहेंन चेत अचेत;
हों कशिकोरिशकोंरहों, ये निरखें हासि देत."

સમુદ્રમાં તોફાનના ઝપાટાથી જેમ વહાણો ડામાડોલ
થઇ રહેછે તેમ પ્રેમ પયોધિમાં આ બન્નેનાં મન રૂપી જ-
હાજ ઝોકાં ખાઇ રહ્યા હતાં, એટલામા પેલી તર-
ફથી મદનમંજરીની કિંકરી કલ્યાણદેવ પાસે અદબથી
આવી ઉભી રહી. અને પોતાના મધુર સ્વરે તેઓને પૂછવા
લાગી કે, તમે કોણ અને ક્યાંથી આવોછો ? ક્યાં જવા
ઇરાદો રાખો છો ?

**કલ્યાણદેવ**—અમે દૂર દેશના રહેવાશી રજપૂત મુસા-
ફર છીએ, અને સહેલ કરવા માટે નીકળ્યા છીએ.
અમારી કદર જાણનાર કોઈ રાજા બાદશાહ મળશે તો તેની
પાસે નોકરી કરવા પણ અમારો ઇરાદો છે. હાલ તો માત્ર
રાતવાસો રહેવાના રહેઠાણ માટે અહીં આવ્યા છીએ.
આ બાગ કોનોછે ? તેમાં ઉતારો મળશે કે નહિ ?

**દાસી**—આ બાગ અહિંના મહારાજા અનતસેનનો છે;
પણ ઉતારા બાબત હું પરબારે પરવાનગી આપી શકતી
નથી. આપ અહિં બાગમાં જરા સહેલ કરો, એટલે હું તપાસ
કરી ઉતારા સબંધી હકીકત જણાવી જાઉંછું. ( એમ કહીને
જાયછે. ) તે મદન મંજરી કે જેણે આગળથી આ યુવાન
પુરૂષોની તપાસ કરવા માટે સુચવી રાખ્યું હતું તેની પાસે

ગઈ. અને કહેવા લાગી કે, બાઇ સાહેબ ! આ યુવાન પુરૂષે. દૂર દેશના મુસાફર હોવા કહેછે, પણ તેનાં રૂપ ગુણ અને દેખાવ ઉપરથી હું કહું છું કે તે કોઈ ક્ષત્રી બીજ રજપૂનો છે. તેમાં પણ એક શૂરો અને સદ્‌ગુણ સંપન્ન તેઓનો સર્વોપિરી છે તે કોઇ રાજ બીજ હોવા મને નિઃસંશય અનુમાન થાયછે. આ મુસાફરો આ બાગમાં ઉતારો મળવાની માગણી કરેછે. પણ મારાથી આપને પૂછ્યા વગર ઉતારો આપી શકાય નહિ.

**મદન મંજરી**--દાસી, જો તારા જાણવામાં તે કોઈ ક્ષત્રી બીજ આવ્યા હોય અને તારા કહેવા મુજબ સદ્‌ગુણ સંપન્ન હોય, તો તેઓને આપણા બાગ અંદરના બંગલામાં ઉતારો આપવાને કાંઈ હરકત નથી, માટે તું બાગવાનને બોલાવી જલદીથી તેઓને બધો બંદોબસ્ત કરાવી આપ.

ઉપર મુજબ તેણે દાસીને હુકમ આપ્યો, અને પોતાના હૃદયમાં પ્રફુલ્લિત થઈ હર્ષાતુર ચેહેરે બોલી કે, હે જગદીશ્વર મેં તારી સાચી ભાવનાથી સેવના કરી તેથી તેનું ફળ આપવા તેં આ કૃપા કરી હોય એમ જણાય છે.

### દોહરા.

હરખી ચતુરા ચિત્તમાં, ચેતી કર્યો વિચાર;<br>
રાજવંશી નર શૂરઆ, સંશય નહીં લગાર.<br>
મુજહિત માટે મોકલ્યો, થયા પ્રસન્ન જગદીશ;<br>
પૂજા કરી જે ભાવથી, ફળ આપ્યું તે ઈશ.

પેલી દાસીએ સત્વર આવી કલ્યાણદેવ વગેરેને કહ્યું જે, તમો મારી સાથે ચાલો, હું તમારા વાસ્તે ઉતારાનો બંદોબસ્ત કરી આવીશું. એમ કહી બાગની અંદર તેડી જાયછે, બાગની રચના અને તેની સુંદરતા જોઇ કલ્યાણદેવ વગેરે તેનું વર્ણન કરેછે.

## કાવ્ય અથવા રોલાવૃત.

જુવો ! જુવો ! આ બાગ, ઇંદ્રિવન ઉપમા છાજે;
તરૂઓ હારો દાર, દબદબા થકી બિરાજે.
શી તેની ઊંચાઇ, કોઇ આકાશે અડિઆં;
કોઇ ફળોથી લચી, ઘુમટ આકારે પડિઆં.
ખુબી ખાસી થઇ, વળી મંડપની જે આ;
લલિત લતા ભરપૂર દ્રાક્ષ આદિ સમ તે આ.
બાંધી છે આ સડક, વૃખ તટપર બહુ વાવ્યાં;
કેળ, તાડ, અંજીર, કદમ, સીતાફળ ભાવ્યાં.
જાંબુડી, જમરૂખ, બકુલ, દાડમ ને કાજુ;
અનાર, રાયણુ, તેમ ફનસ ઉગાંછે બાજુ.
આ નારંગી નવલ. લટકતી શોભે કેવી !
બીજાં ફળ્યા અનેક, ઝાડની જાતજ જેવી.
આમ્ર વૃક્ષ ચોપાસ, માલતી માધવી નામે;
સુંદર વેલ ખિલેલ, દેત, અલિંગન સામે.
પ્રીત તણી તે રીત, જુવો ભાઇઓ દરશાવે;
વરહી જનને મન, ઘણો પરિતાપ જણાવે.
ગ્રીષ્મ ઋતુછે હાલ, કુસુમ ખીલ્યાંછે ભાઇ!
ચંપક અને ગુલાબ, ચંદન, જાસુદ, જુઈ, જાઈ.
ગુંજારવ ત્યાં કરી, બ્હાર લે મધુકર લોભી;
તેજાનાનાં ઝાડ, રહ્યાંછે સુંદર શોભી.
તજ, અલાયચી, લવંગ. જાયફળ લટકે સારાં;
મધુર કંઠથી ગાય, પક્ષીઓ ન્યારાં ન્યારાં.
વળી નિહાળો તમે પણે ઓ! પિંજર ભારી,
સિંહ, વાઘને માટ, લોહનાં કીધાં ધારી.
કાષ્ટ તણા એચાર, જહાં પડિઆ રાજેછે;

મેના, પોપટ, બાજ, કબુતર, બગ, છાજેછે.
કારીગર છે ચતુર, મેહેલ જેણે આ કીધો;
ભવ્ય રચી રચનાય, લાવ લાખેણો લીધો.

---

બાગ મધ્યના બંગલામાં જ્યાં તેઓને ઉનારો આપવાનો છે, ત્યાં આવી પહોંચ્યાં. આ બંગલો રાજા અનતસેને પોતાને વાસ્તે ગ્રિષ્મ રૂતુમાં ઠંડી હવા લેવાને સારૂ કરાવ્યો હતો. દાસીએ ત્યાં તેઓને ઉતારો આપી બધો બંદોબસ્ત કરાવી આપ્યો; અને પોતે મદનમંજરી પાસે પાછી જવા રવાના થઈ.

મૃગ ટોળાંથી વિખૂટી પડેલી મૃગલીને જેમ ચેન પડતું નથી, તેમ કલ્યાણદેવથી વિખૂટી પડેલી મદનમંજરીને પણ કાંઇ ચેન પડ્યું નહિ. તેથી તે વિચારસાગરમાં ડૂબી ગઇ, અને મનની સાથે તર્ક વિતર્ક કરવા લાગી કે, જો તેઓ વધારે વખત અહિં રોકાશે તો કોઈ વખત પણ મારી મન કામના સિદ્ધ થશે. એમ ધારી દાસાની રાહ જોતી ઉભી છે. દાસીના આવવાથી તે તરત શેહેર તરફ રવાને થઈ. ત્યાંથી પોતાના પિતા પાસે ગઈ; અને કહ્યું કે, પ્રિય પિતાજી, હું આપને વંદન કરૂંછું.

**અનતસેન**—પ્રિય પુત્રી, તું સદા સુખી રહે, એમ મારો આશિર્વાદ છે. તારા વલણ ઉપરથી જણાય છે કે, તું કાંઈપણ કહેવાને આવીછું.

**મદનમંજરી**—પિતાજી, હું આજરોજે હમેશના નિયમ મુજબ ઇષ્ટદેવ મહાકાળેશ્વરનું પૂજન કરવા ગઈ હતી. ત્યાં પાંચ સ્વારોની સાથે એક યુવાન પુરૂપ આપણા બાગની અંદર ઉતારો શોધવા માટે આવ્યો હતો. દાસી મારફતે ખબર કહડાવતાં તેઓનું કહેવું છે કે, અમે "રજપૂત છીએ.

અને દૂર દેશાવરથી નોકરી કરવાને ઇરાદે આવેલા છીએ." મને લાગે છે કે તે પુરૂષ કોઈ રાજકુમાર છે અને તેની સાથે આવેલા કોઈ શૂરવીર રજપૂત છે. તેઓ પોતાની ખરી હકીકત બ્યાન કરતા નથી. કેમકે, મોટા પુરૂષ હોય તે પોતાને મોઢેથી બડાઇ કરતા નથી. કહ્યું છે કે:—

**कवित.**

**"भानुहुन कहे मेरी जोतहें उद्योत जग,**
**कहेना समुद्र मेरी अपरम कलोलहें;**
**केहरी, न कहे, शूरबीर बहु जोर मेरो,**
**कीरहुन कहे मेरी मीठि मुख बोलहें.**
**बेनुहुन कहे मेरी बासना अनूपरूप,**
**कहेना गुलाब मेरी आभाभो अतोलहें;**
**एशे गुनपुर आप बके हुन बडे बोल,**
**हीराहुन कहे मेरो लाखहुंको मूलहें."**

એવા ખાનદાન કુટુંબના અને રાજકુમાર જાણી મેં તેઓને આપના બંગલામાં આપની પરવાનગી લીધા વગર ઉતારો અપાવ્યો છે, તે ક્ષમા કરશો. મારી જાણે આ પુરૂષોને આ રાજ્યમાં તેઓની લાયકી પ્રમાણે નોકરી આપી હોય તો અલબત કોઈ વખત ઉપયોગી થઇ પડે એમ જણાય છે.

**અજીતસેન**—પુત્રી, તેં મારા બંગલામાં ઉતારો અપાવ્યો તેમાં માફી શાની માગે છે? હું હમણાજ દરબારમાં જઇ તેઓની પરીક્ષા કરવા માટે તેડાવું છું.

પોતાનો વિચાર પાર પડયો જાણી ખુશી થતી મદનમં-

જરી પોતાના મેહેલમાં આવી. આ મેહેલ દરબારમાં જવાના રસ્તા ઉપર હતો; તેથી તેણે વિચાર્યું કે, પિતાજી માણુસો મોકલશે, તે અહિંથી ચાલશે તેમજ તેઓને તેડીને પાછા આવશે ત્યારે પણ આ રસ્તેથી ચાલશે. માટે ઝરૂખામાં બેસું, કે જેથી તે યુવાન પુરૂષના દર્શનનો લાભ થાય. અહા! શી તેની કાંતી! શી તેની બોલવાની છટા! કેવી તેની ચાલવાની ઢબ!! ( એમ કહી ઝરૂખામાં બેસેછે. )

મહારાજા અજીતસેને દરબારમાં આવી પોતાના કેટલાક સિપાઈઓને હુકમ કર્યો કે, તમે જલદી જઈ આપણા બાગમાં આવેલ છ મુસાફરોને અહિં આબરૂથી તેડી લાવો. સિપાઇઓ "બહુ સારૂં મહારાજ!" એમ કહી દોડતા બાગની અંદર આવ્યા. આ વખતે કલ્યાણદેવ શોક રૂપી સમુદ્રમાં ડુબેલો હતો. બાગમાંથી આવતા સુગંધી સમિરની લેહેરથી તેનાં વિરહમાં વધારો થતો હતો. પેહેલાં તો તેને એમ લાગ્યું કે, એ કોઇ નાગકન્યા હશે, યાતો રંભા, ઉર્વશીકે મેનકા માંહેની એકાદ અપ્સરા હશે. પણ દાસી મારફતે ખબર કહડાવી અને તેનીજ સૂચનાથી અહિં ઉતારો મળ્યો, વળી આ બાગ રાજાનોછે, એ વગેરે કેટલીક હીલ ચાલ ઉપરથી તે આ શહેરના રાજાની કુંવરી છે એમ તેની ખાત્રી થઇ હતી. પોતાના ઉપર મેહેરબાની કરી ઉતારો અપાવ્યો, તેમજ પોતાના તરફ પ્યારની નજરથી તે જોતી હતી. વગેરે બાબનોથી કલ્યાણદેવ વિરહાગ્નિમાં બળતો હતો. આવી પરીચેહેરની નાજનીનો પાછો મેળાપ ક્યાં થશે?" એમ વિચાર કરતો હતો, એટલામાં રાજાના મોકલેલ સિપાઇઓએ આવી અદબથી કહ્યું, "યુવાન પુરૂષો, આપને અમારા મહારાજા અજીતસેન બોલાવેછે. માટે મેહેરબાનીથી અમારી સાથે પધારો."

આ સાંભળતાં કલ્યાણદેવને નવી આશા ઉત્પન્ન થઈ. તેના મનમાં તો આવ્યું હતું કે, કોઇ પણ ઉપાય કરતાં આ શેહેરમાં રહેવાયતો કોઇ દિવસ તેનો પાછો મેળાપ થાય. પણ જ્યારે સિપાઇઓએ આવી કહ્યું ત્યારે તેને "ભાવતું હતું ને વૈદે બતાવ્યું." એ પ્રમાણે થયું. તેનું થોડું ઘણું કારણ સમજી આતુરતાથી તરત ઉભો થયો; અને પોતાના સોબતીઓને લઇ ઘોડા ઉપર સ્વાર થઈ સિપાઇઓની સાથે શેહેરમાં આવ્યો. મદનમંજરી ઝરૂખામાં બેઠીછે, ત્યાં આવી પહોંચ્યા. કલ્યાણદેવે ઊંચી દૃષ્ટી કરીતો સ્વપ્નામાં પણ નહિ ધારેલા એવા મદનમંજરીના મુખારવિંદનું પાછું, અચાનક અવલોકન થયું. મદનમંજરીએ અહિં આવ્યાની ખાતર નેત્ર સમસ્યામાં તેનો ઉપકાર માન્યો. ચતુર કલ્યાણદેવને હવે નક્કી થયું જે આ બધી ગોઠવણ તેનીજ છે. તેથી તેણે પણ તેનો તેવીજ રીતે ઉપકાર માન્યો.

કલ્યાણદેવ વગેરે ઘોડા ઉપરથી ઉતરી રાજા અન્નતસેનની હજુરમાં ગયા. રાજા અન્નતસેને તેમને માન આપી યોગ્ય આસને બેસાડ્યા. પછી પૂછવા લાગ્યો કે, યુવાન પુરૂષો, તમે કોણ, કયાં મૂલકના વતની, કયાં અને શા માટે જાઓ છો ?

કલ્યાણ દેવના રજપૂત સરદારોએ કલ્યાણદેવના બોલ્યાની અગાઉ કહ્યું કે, "અમે રજપૂત છીએ, અને દૂર દેશાવરથી નોકરી કરવાની ખાતર નીકળ્યા છીએ. ( કલ્યાણદેવ તરફ આંગળી કરીને ) આ અમારા સરદાર છે અને એમનું નામ કલ્યાણદેવ છે."

**અન્નતસેન—**તમે નોકરી કરવાની ખાતર ફરો છો તો અહિં રહેવા ખુશી હો તો હું તમને નોકર રાખીશ.

**કલ્યાણદેવ**—( હર્ષથી ) અમે અહિં આપના પ્રતાપ નીચે રહેવા અત્યંત ખુશી છીએ. અમે માત્ર અમારો કદર દાન ગ્રહાકજ ખોળતા હતા.

કલ્યાણદેવનો સિંહ સમાન દેખાવ તથા તેના જેવાજ બહાદુર રજપૂતોને જોઇ પુરૂષ પરીક્ષક રાજા અનંતસેને વિચાર્યું કે, કુંવરી મદનમંજરીની પરીક્ષા ખરીછે. વધારે પડપૂછ ન કરતાં ખુશી થઇ તેઓને વાસ્તે ઉતારા વગેરેનો બંદોબસ્ત તેણે કરાવી આપ્યો. અને તેઓની આગતા સ્વાગતા માટે શેવકો મોકલી દીધા.

---

# પ્રકરણ ૫ મું.

કલ્યાણદેવ તથા તેના સોબતીઓ ઉપર મહારાજા અનંતસેનની મેહેરબાની દિનપ્રતિદિન વધવા લાગી. દરમહિને મુસારો લઈ પોતાનું મૂલ કરવા કરતાં જે જણસ તેઓને જોઈએ તે પૂરી પાડવા મહારાજા અનંતસેનને તેઓએ કહ્યું, અને તે મુજબ કરવા તેણે કબુલ કર્યું. અને તેથી તેઓ સુખમાં દિવસ નિર્ગમન કરવા લાગ્યા.

કલ્યાણદેવ તથા તેના સોબતીઓ કોઈ કોઇ વખત બાગની અંદર હવા લેવા માટે જતા, અને ત્યાંથી પાછા પોતાના રેવંતને રમાડતા પોતાને સ્થાનકે આવતા. કોઈ વખત રાજાની સાથે શિકાર કરવા જતા. અને ત્યાં શિકાર કરવાની તેઓની બેહદ ચતુરાઈ તથા પરાક્રમથી મહારાજા અનંતસેન તેમને હરવખત ઈનામ આપતો હતો.

કલ્યાણદેવ અહિં આવી રહ્યો છે, તેથી સુંદરપુર નિ-

વાસી અત્યંત ખુશી થવા લાગ્યાં; કારણ કે લોકકલ્યાણાર્થે તે અતિશય મહેનત કરતો. કોઈ દુઃખી મનુષ્યનું દુઃખ તેનાથી બની શકે તેટલી મહેનત લઇ તે ટાળતો. તે નિર્ધન માણસોને પૈસાની અને ક્ષુધાતુરને અન્નની મદદ આપતો કે જે ઉપરથી તેના ઠામ ઠામ જશ ગવાવા લાગ્યા.

કલ્યાણદેવના જશ ગવાતા જોઇ શશિવદની મદનમંજરી અત્યાનંદ પામતી હતી. તેણે કલ્યાણદેવ વિષે ઘણી રીતે તપાસ કરી હતી, અને તેથી તેની ખાત્રી થઈ કે તે જરૂર કોઈ રાજકુમાર છે. અને તેથી તેની અધિરતા વધતી ગઈ. કલ્યાણદેવ ઉપરના મોહને લીધે તે ઘણો પરિતાપ પામવા લાગી. એક દિવસ તે પોતાની દાસીને સાથે લઈ બાગમાં ગઇ. ત્યાં દુઃખી થઈ પોતાના મનમાં અનેક તરેહના તર્ક વિતર્ક કરવા લાગી. તેનું ચંદ્ર સમાન ચળકતું મુખ ગ્લાની પામતું ગયું. સાથે આવેલી દાસી તેનું થોડુ કારણ જાણતી હતી, તો પણ વિશેષ ખાત્રી માટે મદનમંજરીને તે પૂછવા લાગી.

બાઈસાહેબ, આપ આજ એવા તે શા વિચારમાં છો, કે જેથી આપનું ચંદ્ર સમાન ચળકતું મુખ ઝાંખું જણાય છે? એટલુંજ નહિ પણ આપની શરીરની સુંદરતામાં પણ ઘણો ફેર પડી ગયો છે, તેનું કારણ શું છે?

**મદનમંજરી**—દાસી, આજે મારા શરીરને બરાબર સુખ નથી; અને એટલાજ માટે હું અહિં આવી કે જરા આરામ થાય. પણ કાંઈ ચેન પડતું નથી.

**દાસી**—(નમ્રતાથી) બાઇ સાહેબ, જે દીવસે કલ્યાણદેવ અહિં આવ્યો, અને આપ તેને ઓળખતાએ નહોતા, તો પણ તે દીવસે ઉતારા વગેરેનો આપે તેને બંદોબસ્ત ક-

રાવી અપાવ્યો, તે દીવસથી આપ ચિંતાતુર ચેહેરે રહોછો, તે હું જાણુંછું. કારણ કે—

### દોહરો.

"અંતર ગુણ એક ઓળખે, કેશવ કૃપા નિધાન;
પારણે પોઢલ પુત્રની, માતા સમજે સાન."

માટે જે ખરેખર હકીકત હોય, તે આ કિંકરી પાસે કહીદો.

**મદનમંજરી**—દાસી, તું ચતુર છે. મારા અંતરની વાત તેં જાણી છે, તો તારી આગળ મારે ગુપ્ત રાખવું નથી; માટે હું કહું તે સાંભળ.

મારા હૃદયમાં વાસ કરી રહેલ ચતુર કલ્યાણદેવ કોઈ રાજકુમાર છે, એમ હું ખાત્રીથી કહુંછું. અને કદાપિ મારા કમનશીબથી તેમ નહિ હોય, તો પણ હું તેને મારા ખરા અંતઃકરણ પૂર્વક વરી ચૂકીછું. તેના વગર અવર પુરૂષની ઇચ્છા હું મારા સ્વપ્નાંતરમાં પણ કદી કરીશ નહિ. માટે હે દાસી, હું તને એક પત્રિકા લખી આપું, તેનું ગુપ્ત રીતે કલ્યાણદેવને આપી આવ.

**દાસી**—બાઇ સાહેબ, એકદમ વ્યાકુળ થઇ જઈ પુરૂષ પરીક્ષા કર્યા વગર તથા તેના ગુણદોષનો તપાસ કર્યા વગર આમ એકદમ પ્રીતિની ગાંઠ બાંધવી એતો મને ઠીક લાગતુ નથી. તેની સુંદરતા ઉપર મોહિત થઇ જે આપ મોટા શબ્દ બોલો છો તે તેની પરીક્ષા કર્યાબાદ બોલવાના છે. પ્રીતિ કરનાર માણસે પેહેલાંથી ઘણી બારીકી રાખી તપાસ કરવો યોગ્ય છે આપ મોહજાળમાં ફસાઇ જઇ એકદમ તન મન અને ધન અર્પણ કરી આપોછો, એતો મને વાસ્તવિક જણાતું નથી. નિતિમાં કહ્યું છે કે પ્રેમપયોધિમાં ગમન કરનાર શખ્સે નીચેની કવિતા પ્રમાણે મજબુત સાજ

મેળવવાં જોઇએ.

सवैया.

ज्हाज मनोरथ आनचलें,
तन सिंधु जहां जल नेह भरें;
द्दढता सिढ, लाजके खंभनपें,
अरू प्रेमके दोरन सोंफ हरें.
मन मालम ध्यान सुखान लीयें,
सब सारत काज चितेंजपरें;
जिनसाजइतें मजबूत करें,
यह प्रेमके सिंधूमें सो विचरें.

તેમજ—

દોહરો.

"રંગ ઉપર નવ ધ્યાન કર, અંતર ગુણો તપાસ;
સફેત બે સરખાં દીસે, કાગળ અને કપાસ."

હે બાઈ સાહેબ! જે કરવું તે પેહેલાંથી વિચાર કરી કર્યું હોય તો પાછળથી પસ્તાવો થાય નહિ.

**મદનમંજરી**—હે દાસી, તારૂં કહેવું સ્વીકારવા યોગ્ય છે; અને તારા કહેવા પ્રમાણે મારે વર્તવું કે કરવું જોઇએ. પણ મેં પહેલાંથીજ પરીક્ષા કરી લીધી છે, અને તેથીજ મેં મારો દૃઢ વિચાર કર્યો છે. કહ્યું છે કેઃ—

कवित.

"जब मद छाक्यो तब राजा अरू रंक केसो,
दिनी जब देह तब, निर्भय अरू भय कहा;

अनुभवके जानवेकुं, पड्यो अन पड्यो केसो,
हित चित्त बांध्यो तब, गारी अरू ल्हे कहा.
निपट निरंजनके विधीनां न सेदक कछु,
सबें रस भ्रम तब, ऊंच अरू नीच कहा;
मित्रको मिलन तब, स्वर्ग अरू नर्क केसो,
देखवो दरश तब गोरो शामरो कहा."

વળી જ્યાં પ્રીતિ ત્યાં પડદો નથી. તે તને આ નીચેના દોહરાથી જણાશે.

**દોહરો.**

"પ્રીતિને પહેચાન નહિ, નહિ વળી વડો વિચાર;
ક્યાં નખરાળો નંદ સુત, ક્યાં કૂબડી નાર."

મને દૃઢ વિશ્વાસ થયો છે, માટે આ કાગળ લખી આપું છું તે તું લઇ જા, અને પાછી સત્વર આવજે, નહિંતર અંધારૂં થઈ જશે.

**દાસી**—બાઈ સાહેબ, હું આપના હુકમને તાબે થાઊંછું. દાસી વધારે વાર ન કરતાં કાગળ લઇને કલ્યાણદેવના મકાન તરફ રવાને થઇ. મદનમંજરી તેની રાહ જોતી ત્યાંજ બેઠીછે. અને પત્રમાં દર્શાવ્યા પ્રમાણે "પ્રાણપ્રિય" હમણા દાસીની સાથે આવશે, એમ હર્ષમય થઇ પોતાના પહેરેલા શણગાર તરફ નીહાળેછે. પણ ગોવંદની ગત અકળિત છે.

**સોરઠો.**

હોંશ ધરી મન માંય. રાહ જુએછે ભામની,
વલ્લભ મળશે આંય, પણ અકળિત ગત દૈવની.

થોડીવાર થઈ એટલામા એક કૃતાંત સરખો વિકાળ વાઘ બાગની અંદર આવ્યો. બાગ રક્ષકો તેને ઠેર કરવાને

ઘણા મથ્યા. પણ આ કાળ પ્રેરિત ભયંકર વાઘ તેમાં-ના કેટલાક જણને મારી, કેટલાકને ઘાયલ કરી, જ્યાં મદન-મંજરી શાંત ચેહેરે બેઠીછે ત્યાં આવ્યો. તેને જોઇને તે બૂમ પાડી થર થર કંપવા લાગી.

### દોહરો.

ભય પામી કંપે ઘણું, પાડે બૂમ અપાર;
પાપી લઇને ચાલિઓ, વરત્યો હાહાકાર.

પેલી તરફ કલ્યાણદેવ પણ મહા વિચારમાં બેઠો હતો પોતાને મદનમંજરી શી રીતે મળશે, તેનો ખ્યાલ તેના-થી થઈ શકતો નહોતો. તેથી તે ઘણો મુંઝાતો હતો. એ-ટલામાં પેલી દાસી કાગળ લઇને આવી. આ દાસીને પ્ર-થમ તેણે મદનમંજરી સાથે જોઈ હતી. અને તે આ વખતે એકાએક અહિં આવી તેથી આશ્ચર્ય પામી કલ્યાણદેવ ઊભો થયો. દાસીએ તેના હાથમાં કાગળ મૂકયો. એટલે તે અવલંબિત પણાથી વાંચવા લાગ્યો.

પ્રાણ પ્યારા કલ્યાણદેવ !

### દોહરા.

ગુપ્ત વેશથી આવિઓ. પરખી રે તુજ પેર;
રત્ન રાંક હાથે ચડયું, જાણી રાખ્યું ઘેર.
દર્શન દીધું જે દિને, આજ લગી અહનિશ;
નીર વિના મીનજ ઝુરે, તેમ ઝુરી આ દિશ;
લાય બળેછે અંગમાં, કેમ કરી બોલાય;
પ્રીતમ પ્યારા તુજ વીના, નિશ્ચે જીવજ જાય.
માટે મળવા સાહેબા. આવો દાસી સાથ;
પત્ર લખી હું વીનવું, વંદૂ જોડી હાથ.

અહો ! પ્રાણવલ્લભ, આપના પ્રથમ દર્શનથી આજ લગી

વિયોગવડે હું અત્યંત દુઃખ પામીછું. હું હમેશાની આપની દાસી થઈ ચુકીછું. ખરે પ્રભુએ મને આપ જેવા પુરૂષ રત્નની બક્ષીસ કીધીછે. મેં આજ સુધી આપની ગુપ્ત રીતે તપાસ કરીછે; તથા આપના સર્વ ગુણોથી હું વાકેફ થઈછું. અને તેમાં હું સંપુર્ણ રીતે ફતેહ પામીછું. અને તેથીજ હું અવિચારથી અરે ! અવિચારતો નહિજ.–પણ પ્રેમ પાસથી બંધાએલીછું, તેથી અહિં આવવા આ પત્ર દ્વારાએ આપને આમંત્રણ કરૂંછું, માટે આપ આ દાસીની વિનતિ ધ્યાનમાં લેશો. હું પ્રેમ પાસમાં સપડાઇ ગએલીછું, તે ગમે તેમ થાઓ તો પણ હું મારો પ્રેમ મૂકનાર નથી. કહ્યુંછે કેઃ—

**दोहा.**

**"प्रेमी प्रेम न छांडहीं, होत प्राण तें हीन,**
**मरें परें हु उदरमें, जल चाहतहे मीन.**

વળી ખરો હીરો અંધારામાં પણ પ્રગટ જણાય છે; તેને કાંઈ અજવાળાની જરૂર રહેતી નથી. તેમજ આપ સાદા વેષમાં પણ હીરાની પેઠે કોઈ રાજકુમાર છો, એમ હું નક્કી કહી શકુંછું. માટે આપને "પ્રાણ પ્યારા" નું વિશેષણ જોડી દીધુંછે તે કૃપા કરી માન્ય કરશો. અને હે પ્રાણનાથ ! આ પત્ર લાવનાર દાસીની સાથે સત્વર અહિં આવી વિરહાગ્નિથી બળતી રંક દાસીને આપના ચંદ્ર સમાન સુંદર મુખનું દર્શન કરાવશો. એજ વિનંતિ.

**લી. આપની હમેશની દાસી થઈ રહેવા ઈચ્છનાર.**
મદનમંજરીનું વંદન સ્વીકારશો.

પત્ર વાંચી રહ્યો કે ગામમાં બુમ પડી, અને હાહાકાર વર્તી રહ્યો. "કુમારી મદનમંજરીને વાઘ ઉપાડી જાયછે.

તેનું રક્ષણ કરો! રક્ષણ કરો"! એમ બોલતા લોકો દોડા દોડ કરતા હતા. આ સાંભળી કલ્યાણદેવને મુર્છા આવી, તેથી તે ભોંયપર પડયો. તેમજ દાસી પણ સ્તબ્ધ થઇ ગઈ. રાજા અનન્તસેનને આ વાતની ખબર પડતાં તે એકદમ સિંહાસન ઉપરજ ઢળી પડયો. અને આખી કચેરીમાં દિલગીરી ફેલાઇ ગઈ. રાજા અનન્તસેનને શુદ્ધિ આવતાં કુમારીની વારે ચઢવા તે તૈયાર થયો. એટલે ઠામ ઠામથી લશ્કર ચાલવા માંડયું. કલ્યાણદેવના શૂરા સોબતીઓ પણ ઉતારે આવી પોત પોતાના ઘોડા ઉપર સ્વાર થઇ રાજાની સાથે નીકળી પડ્યા. પણ કલ્યાણદેવને શુદ્ધિ આવતાં તે સર્વેથી અગાઉ રવાને થઈ ગયો હતો.

અંધારૂં તો થયુંજ હતું, વળી તેમાં ઝરમર ઝરમર આવતા વરસાદથી તેમજ વાદળાઓના ઘેરાવાથી ઘણુંજ અંધારૂં થયું; તેથી કોઇને પણ શુદ્ધિ રહી નહિ. રાજા સુદ્ધાંત આખું લશ્કર જંગલમાં અર્ધી રાત સુધી રખડયું. પણ કયાંએ શોધ મળી નહિ. એટલે થાકીને જ્યાં ત્યાં પડી રહ્યા. શૂરો કલ્યાણદેવ પોતાનો ઘોડો મારી મૂકતાં ઘણો દૂર નીકળી ગયો. રસ્તામાં તેને કાંઇ ભાન હતું નહિ; પણ તેનો તેજી ઘોડો તેને લઇને ચાલ્યો જતો હતો. તે એક મહાભયાનક જંગલની અંદર આવ્યો એટલે તે ભડકયો, અને આગળ ચાલવાને બદલે પાછલે પગે ખસવા લાગ્યો. હવે કલ્યાણદેવને શુદ્ધિ આવી. એટલે તેણે કાંઈ ખડખડાટ સાંભળ્યો. સાવધાન થઇ જેણી તરફથી અવાજ આવતો હતો તેણી તરફ ઘોડાને મહા મુશ્કેલીએ ચલાવ્યો. તાકીને જોતાં થોડે દૂર એક વાઘ સ્ત્રીને ભોંયપર મૂકતો દેખાયો. કલ્યાણદેવે આવેશમાં આવી તરત પોતાનો ભાલો તેના ઉપર

તાકયો. વાઘે સ્રીને મૂકી દઈ ઝડપથી કલ્યાણદેવ ઉપર તલપ મારી, તે તેણે પોતાના ભાલા ઉપર ઝીલી; પણ ભાલો તેને બરાબર ન વાગતાં છરકતો લાગ્યો. ઘાએલ થએલા વાઘે તેના ઉપર બીજી તલપ મારીને ઘોડા ઉપરથી તેને હેઠો પાડયો. ભોંય પડેલ કલ્યાણદેવના પ્રાણ હરણ કરવાને તે જંગલી પ્રાણીએ ત્રીજી તલપ મારી; પણ સમય સૂચકતા રાખી કલ્યાણદેવે તેનું મસ્તક તલવારથી કાપી નાંખ્યું; અને પોતે પણ બેશુદ્ધિમાં પડી રહ્યો. થોડીવારે તેને ભાન આવ્યું એટલે તે બેભાન સ્થિતિમાં પડેલી મદનમંજરી પાસે ગયો. તેના મનમાં એમ તો હતુંજ નહિ કે તે તેને જીવતી મળે. કારણ કે તે જાણતો હતો કે તે નિર્દય પ્રાણીથી તે બચે તેમ નથી. પણ અજાયબ જેવું છે કે, વાઘે તેને મોઢામાં લીધા પછી કશી પણ ઇજા કરી નહોતી; તેથી ફક્ત હાલ તે બેશુદ્ધિમાંજ હતી. કલ્યાણદેવ તેની પાસે આવ્યો, અને તેને મરણતોલ સ્થિતિમાં પડેલી જોઈ વિલાપ કરવા લાગ્યો.

**લલિતછંદ.**

કઠણ કર્મનો હું થયો અરે;<br>
નિરખું ચક્ષુએ સ્વપ્ન કે ખરે!<br>
અણગમો થયો માત તાતને,<br>
કષ્ટ બહુ સહ્યાં આવિઓ કને;<br>
વિરહ વેદનાથી રહ્યો ખખી,<br>
પત્ર પ્રીતથી મોકલ્યો લખી;<br>
અધમ પ્રાણીઆ પાપ શું કર્યું,<br>
જીવિત રત્ન તેં કેમ રે હર્યું.<br>
કમળ લોચની! પ્યારી સુંદરી.<br>
દિલ દયા તને ના'વીરે જરી;

ધિરજ માહેરી સૌ જતી રહી,
દુઃખ સમુદ્રમાં મૂકીને ગઈ!
જિગર માહેરૂં ખાખ થાયરે,
શું હવે થશે હાય! હાયરે!
માત દુર્ગ હે સહાય થા મને;
ઉભય કર વડે વંદું છું તને.

અહો મારી પ્રાણપ્રિયા! મારી આંખની કીકી! તું મને આમ તરછોડીને ક્યાં જતી રહી! અરે! તેં મને પત્રદ્વારએ બાગમાં આવવા સૂચવ્યું હતું, પણ છેવટે શું આમજ થવાનું હતું? હું જ્યારે પત્રની બાબત સંભારૂંછું ત્યારે મારૂં હૃદય સ્થિર રહેતું નથી. ઓ પ્રિયા! આ શો ગજબ! આ શું કહેવાય! અરે! પાપી હૃદયના પ્રાણી! એણે તારો શો અપરાધ કર્યો હતો કે તેનો નાશ કરતાં તને જરા પણ દયા ન આવી? મારી વહાલી! મારી પ્રાણ પ્રિયા તું સ્થિરથા, અને તારી સમક્ષ ઉભેલા દર્શનાતુરસામું એકવાર મીઠી નજરથી જો. હે જગદીશ્વર સહાય થા! સહાય થા! અને આ તારા પામર મનુષ્યને જીવતદાન બક્ષ. એ પ્રમાણે આખી રાત્રિ વિલાપ કર્યો. વળી કહેછે કેઃ—

दोहा.

देख तमासा अजबहे, ये जगके रंग दोय,
हर्ष शोक ताकों कहें, अंत जात सबकोय. १
जब जन्मे तब हसतहे, मरत रोत सबकोय,
भूतपतिकों जो भजे (तो) अमृतपद लें सोय. २

અંધકારના નાશ કરનાર સૂર્યનારાયણનો ઉદય થતાં

અજવાળું થયું, કલ્યાણદેવે મદનમંજરીનાં મુખ સામું જોયું, તો તેને શ્વાસોશ્વાસ ખાલી જોઇને આશ્ચર્ય પામ્યો. તરતજ તેની આગતા સ્વાગતા તથા કર કોમળથી આસ્તે આસ્તે પવન નાંખવા લાગ્યો. જેમ જેમ તે ઉપચાર કરતો ગયો તેમ તેમ તે વધારે શુદ્ધિમાં આવતી ગઈ; આખરે તે સચેત થઇ ત્યારે એકદમ ઉઠી કલ્યાણદેવને ઓળખી ભેટી પડી. કલ્યાણદેવને આથી કેટલો હર્ષ ઉત્પન્ન થયો તે કહી શકાતું નથી.

### હરિગીતછંદ.

જેમ અંધને લોચન મળે, સંતોષ પામે મન વિષે;
જન હોય બહુ દારિદ્ર, મળતાં દ્રવ્ય હર્ષિત જયમદિશે.
વળી મોર તે ઘનઘોર શોર, ચકોર સુખી શશિ તેજથી;
ત્યમ હરખ પામી સુખી થયો, રણ ધીર ચિત્તમાં તેહથી.

**મદનમંજરી**—પ્યારા કલ્યાણદેવ, હવે મને કહો કે તમે કયા મૂલ્કના રાજ્યકુમાર છો. મેં ઘણી રીતે આપની પરીક્ષા કરીછે; અને તેમાં હું સંપૂર્ણ રીતે ફતેહ પામીછું. અને તેથીજ મેં આપને પત્ર લખ્યો હતો. ગમે તેમ હો પણ હું આપને વરી ચુકીછું. સંશય નિર્વાણાર્થે પૂછુંછું, તેનોસરખો જવાબ આપશો.

**કલ્યાણદેવ**—પ્યારી, હું તારી પાસે ખરે ખરૂં કહી દઊંછું. હું શ્રીમંતપુરના રાજા સુંદરસેનનો કુમાર છું. પિતા તરફથી દેશવટો મળતાં અહિં આવ્યો છું. તેમનું ફરમાન છે કે, "કાંઈ પણ પ્રખ્યાતિ કર્યાવિના રાજ્યમાં આવવું નહિ." તો મારી ધારેલી ધારણામાં પાર પડવા મારૂં ખરાપણું મેં અત્યારસુધી છુપાવ્યું. પણ તારાં મૃદુ વચનથી મારે કહેવા વગર ચાલ્યું નહિ. પ્યારી, હું તારા વિયોગની વિરહ

વેદનાથી ઘણારોજ થયા પીડા પામતો હતો, અને કાંઇ પણ કાર્ય સૂજતું નહિ. કચેરીમાં પણ કોઇકજ વખત જતો, અ-હર્નિશ તારા નામની ઝંખના કરી રહ્યો હતો, તેટલામાં તે પત્ર લખી મને શાંત કર્યો પણ તને "વાઘ ઉપાડી જાયછે." એવું સાંભળતાં મારા હૃદયમાં ભય પ્રાપ્ત થયું. પણ ઈશ્વર કૃપાથી હું તારી મદદે આવ્યો અને વિકાળ પ્રાણીને દફે કરતાં તું મને મળી. હવે આપણે ઘર તરફ જવું જોઇએ. કેમકે તારાં માતાપિતા આદિ બહુ સંકટમાં આવી તારા થએલા વિયોગથી કોળાહળ કરતાં હશે.

મૃગપતિને વધ કરતી વખત તેનાં કીકીઆરાથી કલ્યા-ણદેવનો ઘોડો ભયભિત થઇ નાઠો હતો. તેની ભાળ લેવા ઉભય જણ જંગલમાં ભટકવા લાગ્યાં, આખરે તે ઘોડાને એક ઝાડ તળે ઉભેલો જોઈ કલ્યાણદેવે તેને પકડી લીધો, અને તરતજ તેના ઉપર સ્વાર થઈ ગામ તરફ ચાલવા માંડયું. દરમ્યાન મદનમંજરીની શોધ માટે નીકળેલા કલ્યા-ણદેવના રજપૂત સરદારો તથા રાજા સુદ્ધાંત લશ્કર તેમને સામું મળ્યું. કલ્યાણદેવ તથા મદનમંજરીને સહી સલામત આવતા જોઇ સર્વ જણે ખુશીના પોકાર કરી કલ્યાણદેવનો આ-ભાર માન્યો. અજીતસેન દોડી જઇ કલ્યાણદેવ તથા પોતાની પુત્રીને ભેટી પડયો. મદનમંજરીએ સર્વ હકીકત પોતાના બાપને નિવેદન કરી. અને સૌ વાજતેગાજતે નગરમાં આવ્યાં.

પોતાની પુત્રી ઉપર ઉપકાર કરનાર કલ્યાણદેવને પોતા-નો જમાઇ કરવાનો રાજાએ નિશ્ચય ઠરાવ કર્યો. આ વાત સાંભળતાં નગર નિવાશીઓમાં અત્યાનંદ વ્યાપી રહ્યો હતો.

## પ્રકરણ ૬ ઠું.

હિંદુસ્થાનનાં પાય તખ્ત દિલ્લી શેહેરમાં અહમદશાહ ક-રીને દબદબાવાળો મુસલમાન બાદશાહ રાજ્ય કરતો હતો. તેનાં પરિબળથી હિંદુસ્થાનના સમસ્ત રજપૂત નૃપમંડળ તથા મુસલમાન બાદશાઓ તેને આધીન હોઇ ખંડણી ભ-રતા હતા; તથા તેના હુકમ મુજબ વર્ત્તવામાં કસૂર કરતા નહિ.

એક દિવસ બાદશાહ અહમદશાહ પોતાની કચેરીમાં શિતેર ખાન બોતેર ઉમરાવ સહ વર્તમાન બેઠેલો હતો. તે વખત બંદીજનો તથા ચારણ, ભાટો તેની કીર્ત્તિના વ ખાણ કરતા હતા. એટલામાં એક વિદેશી ભાટ તે સભામાં આવી લાગ્યો, અને મહારાજ અન્નતસેનની રાજનીતિ, સ-દ્ગુણ, અને સુશિલતાના વખાણ કરી રહ્યા બાદ, પ્રસંગો-પાત કુંવરી મદનમંજરીના રૂપ, ગુણ વિષે ચરચા ચાલતાં આ કવિ અનુભવી હોવાથી તેણે તેનાં રૂપનું નીચે પ્રમાણે વર્ણન કર્યું.

### दोहा.

“नील दुकुलमें दीपियत, चमकत गौर शरीर,
जनु घन छाही चाँदनी, सुखद परम गंभीर. १
चमचमात चंचल नयन, बिच घुंघट पट जीन;
मानहु सुर सरिता विमळ, जळ उछळत जुगमीन. २
निशि अंधिआरि श्याम पट, पेहेरि चली पियगेह,
कहो दुराइ क्यों दुरें, दीप शिखासी देह.” ३

### सवैया.

“धनहैं तेरे तातरू मात ाजन,

धन देह धरी सो घरी धनहैं;
धनहैं द्रगवेषु तुही दरशें,
परशें करवेशु महा धनहैं.
धनहैं कबि ठाकुर धाम उहि,
धन डोलें ललिसु गलि धनहैं;
धनरी धन तुं धन तोह्हि हिता,
जिनके धन तुं सुधनि धनहैं."

कवित.

"बाळा तेरे नेन एसें, मृगहिं कटाक्ष जेसें,
अतहिं अनोखे एशे, प्रितमकों प्यारेहें;
हंसन गजगति चाल, मोतनकी गले माल,
लोचन बनेहें लाल, शीश वाल कालेहें.
भृकुटि बंकी कमान, मुखहें सो चंद जान,
प्रितमसों करत मान, प्रेम बान डारेहें;
बरने बीरा बिवेक, तोहि में खुबी अनेक,
तेरी तो एक टेक, टारी हून टरेहें."

આ સાંભળતાં બાદશાહને એકાએક સાત્વિકભાવ ઉત્પન્ન થવાથી તે કુંવરી સાથે લગ્ન કરવા પોતાના મનસાથે તેણે નિશ્ચય કર્યો. આ વાત પોતેપોતાના મનથી ન જેવી સમજતો હતો, તેથી તેણે પોતાના પ્રધાન અભયચંદ્રને તેડાવી કહ્યું કે, "પ્રધાન! તુમ ઇસ વખ્ત થોડાસા લશ્કર લેકે શહેર સુંદરપુરકી તરફ કૂચ કરકે જાઓ. ઓર વ્હાંકા રાજા જો

અન્નતસેન હય, ઉસ્કોં હમેરી સલામ બોલકે કહેનાંકિ તુ મેરી બેટી મદનમંજરીકી સાથ બાદશાહ અપની શ્યાદી કરનેકી આરજુ રખતેહેં. ઓર તુમકોંબી મુનાશબ યહી હય કે બિન સબબ અપની લડકીકા બેહા બાદશાહકે સાથ કર દેના ચાહિએ. હમ જાનતે હેંકી અન્નતસેન બડા હુશિઆર ઓર કાબેલ રાજા હય, સો ઇશ બાતકે સુનતેહિ અપના જમાદ હમકોં કરનેમેં કુચ્છ દેર ન કરેંગે. અગર કોઈ બદમાસ આદમીઓકે કહેનેસેં ઉસકા મિજાજ ઇસ બાતસેં બિગડ જાવેં તો તુમ ઊસસેં લડાઈ કરકે ઉસ્કી બેટીકોં હમેરે પાસ પેશ કરનાં તુમકું મંજુર હય.

પ્રધાને કહ્યું, જહાંપનાંહ ! આપનો હુકમ શિરતાજ કરી ફરમાવ્યા મુજબ લશ્કર વગેરેનો બંદોબસ્ત કરી હું અહિંથી તરત રવાને થાઉછું. ( એમ કહી પ્રધાન બાદશાહ પાસેથી જાયછે. )

આ પ્રધાન ડાહ્યો હતો મહારાજા અન્નતસેનને તે સારી પેઠે જાણતો હતો. રજપૂત પુત્રો પોતાની ક્ષત્રીવટ મૂકી દઇ બાયલા બની રહ્યાછે, તેથી તેને ઘણી દિલગીરી થતી હતી, કારણ કે તે પોતેં જાતે હિંદુ હતો. હાલે સમય વિચારી બાદશાહ પાસે નોકર રહ્યો હતો, તેથી તેના ફરમાન મુજબ વર્તવા દુરસ્ત ધાર્યું. માટે કેટલાક માણસો તથા લશ્કર લઈ સુંદરપુર તરફ રવાને થયો; તે કેટલેક દહાડે ત્યાં પહોંચ્યો. દરવાજા બહાર ખુલ્લા મેદાનમાં તેણે પોતાનો તંબુ તાણ્યો. સાંજ પડવા આવી હતી, તેમજ મુસાફરી કરતાં થાકી ગએલ તેથી તેજ વખતે અન્નતસેન આગળ જવા પ્રધાન અભયચંદ્રે દુરસ્ત ધાર્યું નહિ. માટે સવારે જવાનો નિશ્ચય કરી પોતે આવ્યાના સમાચાર અન્નતસેનને મોકલાવ્યા. તેણે

વિચાર્યું કે, બાદશાહની ચડેલ ખંડણી લેવા તે આવ્યો હશે. વળી અભયચંદ્ર સાથે પોતાની મંત્રી હોવાથી તેના ઉતારામાં સર સામાન માટે તેણે તરત બંદોબસ્ત કરાવી આપ્યો.

રાજા અનંતસેનને પુત્ર નહોતો. તેથી પોતાના થનાર જમાઈ કલ્યાણદેવને તે પુત્ર પ્રમાણે ચાહતો હતો. દિન પ્રતિદિન તેના ઉપર તેનો પ્રેમ વધતો ગયો. પોતાની પુત્રી મદનમંજરીનું લગ્ન તેની વેરે કરવા તેણે ઠરાવ્યું હતું, તેની ધામ ધુમી કેટલાક રોજ થયા થતી હતી. અનંતસેને કલ્યાણદેવ વાસ્તે એક જૂદો મેહેલ અપાવ્યો હતો. તેમાં તે પોતાના સોબતીઓ સાથે ખુશીમાં રહેતો હતો. મદનમંજરી પણ પોતાને મન ગમતા તરેહ તરેહનાં અમૂલ્ય વસ્ત્રો પેહેરી સરખી સાહેલીઓ સાથે હાસ્યવિનોદમાં રહેતી હતી.

રાજા અનંતસેનની ખુશીનો પાર હતો નહિ. પોતાની એકની એક પુત્રીના વિવાહ માટે જે ખર્ચ કરેતે થોડુંછે, એમ ધારી દરબાર ગઢના વિશાળ ચોકમાં, તેણે મોટો મંડપ કરાવ્યો હતો. તેની ઉપરના ભાગમાં સોનેરી, રૂપેરી બુટાવાળા તરેહ તરેહનાં ચંદરવા બાંધી દીધા હતા; તેમજ હાંડી, ઝુમ્મર તથા મોટા મોટા તકતાઓથી તે મંડપની શોભા ઇંદ્રિ ભુવનની માફક જણાતી હતી. મંડપના બહારના ભાગમાં પણ કેળ આદિના સ્તંભો રોપી અમુક અમુક સ્થળે મેરાબો બાંધેલા હતા. વળી રાત્રીની રોશની માટે ધોરી રસ્તા ઉપર તેમજ બીજે કેટલેક સ્થળે દીવાની હારો ગોઠવી મૂકી હતી. સુંદરપુરનાં રાજ્ય ભક્ત લોકોએ પણ આ ખુશાલીમાં ભાગ લીધો હતો; તેઓએ પોતાની હવેલીઓ શણગારી તથા, દુકાનોને તરેહ તરેહના રંગ આપી

સુશોભિત કરી હતી. એકંદરે આ શેહેરની શોભા આ વખતે દીવાળીથી દશગણી થઇ હતી.

### હરિગીત છંદ.

સહુ શોભતા શણુગાર સજીને, હોંસ મનમાંહે ધરે,
નિજ સોબતી સાથે લઇ, આનંદમાં ફરતા ફરે.
કોકિલ કંઠ સમાન નારી, વૃંદ જ્યાં ત્યાં ગાયછે;
વળી કયાંક તો વાદિંત્રના, શુભ ઘોર નાદ સુણાયછે.
રચના વિચિત્ર પ્રકારની થઇ, શહેર સુંદર પુર તણી;
કુબેરની અલકા થકી પણ, અધિક શોભા ત્યાં બણી.
મણીરત્નમય મંડપ નિરખતાં, ભાસ થાયે તે સ્થળે;
જાણે ભૂવન છે ઇંદ્રકે, વૈકુંઠનું દુઃખ જ્યાં ટળે.

સવારના પ્રહરમાં રાજા અન્નતસેન કલ્યાણદેવ સહિત પોતાની કચેરી ભરી બેઠોછે. એટલામાં પ્રધાન અભયચંદ્ર કેટલાક માણસો સાથે ત્યાં આવ્યો. બાદશાહનો પ્રધાન અને પોતાનો દોસ્ત જાણી અન્નતસેને તેને માન આપી યોગ્ય આસને બેસાડ્યો. શેહેરની રચના, મંડપની શોભા, તથા અન્નતસેનની પાસે બેઠેલા કલ્યાણદેવને વરરાજાના વેશમાં જોઈ, તેમજ આખા શેહેરમાં ખુશીના પોકાર થતા સાંભળી અભયચંદ્ર પામી ગયો કે, મદનમંજરીનાં લગ્ન થાયછે. માટે બાદશાહનો સંદેશો કહેવા મન થયું નહિ. પણ પોતે જેનું નીમક ખાધું છે, તેની ફરજ પણ એક વખત અદા તો કરવી જોઇએ, એમ નિશ્ચય કરી બાદશાહની વરધી મુજબ સર્વ કચેરી સાંભળતાં જે કહેવાનું હતુ તે કહી સંભળાવ્યું.

અન્નતસેન ક્ષત્રી ધર્માનુસાર ચાલનાર રાજા હતો કેટલાક રજપૂત રાજાઓએ પોતાની કન્યાઓ બાદશાહને આપી

પોતાની જાતને એબ લગાડીછે, તે માટે તે અત્યંત દિલગીર હતો; પણ સમય વિચારી તે શાંત થઈ બેઠો હતો બાદશાહે આટલા રોજ થયા તેનાં વિરૂદ્ધ કાંઈ પણ કાર્ય કર્યું નહોતું. તેથી તેમની મિત્રાઇ હતી ખરી, પણ તેને લીધે તેની આવી અયોગ્ય માગણી તે કદિ સ્વીકાર કરે નહિ. કહ્યું છે કેઃ—

### दोहा.

"शूरवीरके वंशमे, शूरबीर सुत होय,
ज्यों सिंहनके गर्भमें, हिरन न उपजे कोय"

પ્રધાનનાં આવાં અયોગ્ય વચન સાંભળી આખી કચેરી દિંગ થઈ ગઈ. ને સર્વના ચેહેરા ફિક્કા પડી ગયા. અભય ચંદ્ર પોતાનો મિત્ર છતાં આવી અયોગ્ય માગણી લાવ્યો તેથી ક્રોધાયમાન થઈ અજાતસેન તેને શિક્ષા કરવા ઉઠયો પણ તેટલામાં સિંહ જેમ ગર્જના કરી પોતાના શિકારને તલપ મારી પકડે, તેમ કલ્યાણદેવે આસન ઉપરથી ઉછળી પ્રધાન અભયચંદ્રને પકડી હેઠો પાડયો. તેના કેટલાક માણસો જેઓ તેની સાથે આવેલા હતા તેઓ સામેના મંડપની શોભા જોતા હતા, તે આવો દેખાવ જોઇ પ્રધાનની મદદે દોડી આવ્યા. પણ ત્યાં પહોચતાં પહેલાં કલ્યાણદેવના સોબતીઓએ તેઓને ઠેર કર્યા. કલ્યાણદેવની વિરૂદ્ધ બાદશાહે આવું કર્યું, તેથી તેના સરદારો ત્વરાથી તે પ્રધાનના તંબુમાં ગયા, અને ત્યાં જેઓ સામા થયા તેઓને મારી સર્વસ્વ લુંટી લીધું.

અભયચંદ્રને કલ્યાણદેવે પકડયો. પણ પોતે રજપૂત હતો તેથી તેમાંથી નીકળવાને તેણે જોર કર્યું; પણ સઘળું વ્યર્થ ગયું. કલ્યાણદેવે તેને ઠેર કરવાને પોતાની સમશેર કહાડી તે જોઈ મોતના પંજામાં સપડાએલા અભયચંદ્રે કલ્યાણ દેવના

ઘણા કાલાવાલા કર્યાં; તેમજ અનતસેનનો પ્રધાન મોતી-શાહ તેનો હાથ પકડીરાખી બોલ્યો, "કલ્યાણદેવ, એનો એટલો અપરાધ નથી કે જેને માટે તેને મોતની શિક્ષા થવી જોઈએ. એતો બાદશાહની વતી એ સંદેશો કહેવાને આવ્યોછે, તેથી તેને મારવો એ શાસ્ત્ર વિરૂદ્ધછે. વળી તો આમ તમારા કાલાવાલા કરી શરણ થવા કબૂલ કરેછે. માટે—

## ગીતિ.

અરિ આવે જો શરણે, ક્રુર થઈને નહીં વિઘ્ન કીજે;
શૂર પણું તો એમાં, અભયદાન જો સુખે થકી દીજે.

તેથી અભયચંદ્રને મારવો એ શુરવીરનું લક્ષણ નથી." કલ્યાણદેવને અભયચંદ્રના કાલાવાલાથી તેમજ પ્રધાન મોતીશાહના સમજાવ્યાથી દયા આવી, અને તેને છોડી દીધો. પ્રધાન અભયચંદ્રે કલ્યાણદેવનો ઉપકાર માન્યો. હજી ક્ષત્રીઓનું શૂરાતન ગયું નથી. અને એવા ક્ષત્રીકુળને દીપાવનાર આ કલ્યાણદેવછે. એમ ધારી તે ખુશી થયો. અને પોતે કલ્યાણદેવ પાસે રહેવાનું ઠરાવ્યું. તેના કેટલાક માણસોએ નાશી જઇ દિલ્લીમાં આવી બાદશાહને સુંદર-પુરમાં થએલ હકીકતની ખબર કરી. એંઠલે તેણે ક્રોધાવેશમાં આવી જઈ પોતાના ભાઈ ઈસ્લામશાહને બોલાવી કહ્યુંકે, "કયા તાજુબીકિ બાત હય કિ શેરપર ખરગોશકી ચઢાઈ ચ-ઢનેકી આવાજ હમેરે કાનપર આતી હય! કયા હમેરી સલતન ડૂબકે મર ગઈ? કયા હમેરે શૂરે સરદાર ઔર સેના-ધિપતિ ઈસ્લામશાહ જેસેં મર ગયેહેં, કિ યહ બાત હમારે પાસ આઇ! બસ હો ચૂકા, અબ હમારે સેનાધિપતિ ઔર સરદારો કોં યહી કરના કાફિ હય કિ ઉસ બદમાસ કલ્યાણ-દેવકોં પકડકે હાથીકે પાંઓસેં ગીસડકે માર ડાલનાં ચા-

હિએ, ઓર સુંદરપુરકોં જમીનદોસ્ત કરકે ગિર્દમેં મિલાનાં ચહિએ, ઓર મગરૂબ અનંતસેનકોં કેદ કરકે હમેરી હજુર વો પેસ કરેં, ઓર હમ જિસકે બાસ્તે ઈતનાં બખેડા કરતેહેં, ઉસ નાજનીકોં અદબ અંદાજેસેં, માન ઇકરારકે સાથ હમેરે સહનગૃહમેં હાજર કરે.

**ઈશ્લામશાહ**:—બ્હોત અચ્છા! મેં આપકે હુકમ મુવાફિક ઉસ બદમાસ લોકોકોં કેદ કરકે આપકી હજુર લેઆનેમેં કુચ્છ દેર ન કરૂંગા. મેં આપને સાથ ચુને હુવે દોલાખ સ્વાર લેકે ચઢ જાતાહોં.

એમ કહી ઇસ્લામશાહ મોટા લશ્કરથી સુંદરપુરપર ચડયો.

અનંતસેને વિચાર્યું કે હવે તરતમાં લગન કરી દેવાય તો સારૂં. નહિતર વળી કોઈ વિઘ્ન આવી નડશે. એમ ધારી તેણે કલ્યાણદેવ તથા મદનમંજરીનાં લગન વિધિ પૂર્વક કરાવ્યાં.

ઇસ્લામશાહ ગામે ગામ લૂંટફાટ કરતો ચાલ્યો. તેણે અનંતસેનનાં થાણાં કબજે કરી લીધાં, અને સર્વ ઠેકાણે બાદશાહની આણ વર્ત્તાવી. છેવટે સુંદરપુર આવી કોટને ઘેરો ઘાલ્યો. રાજા અનંતસેન તથા કલ્યાણદેવે આ વાત અગાઉથી જાણી હતી. કેમકે દિલ્લીના બાદશાહ જેવાનાં લશ્કરને મારી નાંખી પ્રધાનને કેદી તરીકે રાખ્યોછે, તે વાત કાંઇ નાની નહતી. બાદશાહથી લડાઈ થશે એમ તેઓ ધારતાજ હતા. માટે તેઓએ લડવાનો સર્વ બંદોબસ્ત કરી મુકયો હતો. પોતાનું લશ્કર થોડું હોવા સબબે રાજા અનંતસેને માંડલિક રાજાઓ ઉપર હુકમનામાં મોકલ્યાં હતાં. તેમાં ફરમાવ્યું હતું જે, "બાદશાહથી લડાઈ થશે માટે મદદને વાસ્તે આવવું." પણ બાદશાહની સત્તાથી ડરી જઇ કોઇ

મદદે આવ્યું નહિ.

બાદશાહનું લશ્કર આવ્યું જાણી પિતાના વચન મુજબ પ્રખ્યાતિ પામવાનો સમય આવ્યો છે. એમ જાણી કલ્યાણદેવ ખુશી થતો હતો. બાદશાહની મોટી ફોજ છે, અને કદાચ જય ન મળે તો પોતાની પુત્રી કે જેને માટે આ વૈર ઉત્પન્ન થયું છે તેનું તથા કલ્યાણદેવનું શું થાય? એમ ધારી અન્નતસેને કલ્યાણદેવને પોતાની પાસે બોલાવ્યો, અને પોતાની પુત્રી સાથે કોઇ નિર્ભય સ્થાનમાં જઈ રહેવા ફરમાવ્યું. કલ્યાણદેવ ગુસ્સે થઈ તેને ઠપકો આપવા લાગ્યો. અને કહ્યું કે, તમે ક્ષત્રી થઈ આવા ભીરૂ વચન બોલતાં જરા પણ શરમાતા નથી? શું તમે મને હજી કોઇ સાધારણ રજપૂત ધારી રહ્યા છો? હું શ્રીમંતપુરના રાજા સુંદરસેનનો કુંમાર, તે આવા પ્રસંગે નાશી જઇ મારા પિતાને કલંક લગાડું તો મને ધિઃક્કાર છે! કલ્યાણદેવના ઠપકાથી દબાઈ જઈ અન્નતસેન કાંઈ બોલી શક્યો નહિ. શૂરો કલ્યાણદેવ તરત ત્યાંથી ગયો. અને પોતાના સોબતીઓને નીચે પ્રમાણે કહેવા લાગ્યો.

"શૂર પુરૂષો! મારા પિતાના વચન મુજબ મોટાઈ પામવાનો વખત આજે આવ્યો છે. તેમજ આપણે જેનું નીમક આટલા રોજ થયા ખાઇએ છીએ, તેનો બદલો વાળવાનો સમય પણ આ છે. અહીં દિલ્લીના બાદશાહની ફોજ ચડી આવી છે. તેની સામે ટક્કર લઈ નીમક ખાધેલું આપણે હલાલ કરવું જોઇએ. તો તમારી શું ઇચ્છા છે? સર્વેજણ બોલ્યા, મહારાજ! કહો તો પંડ બાદશાહનું મસ્તક લઈ આવી આપની હજુર હાજર કરીએ. હુકમ હોય તો આવેલા લશ્કર સાથે મહા ભયાનક યુદ્ધ કરી તે-

ઓને પરાજય પમાડીએ. શું એ મુસલાઓ રજપૂતોનાં શૂરાતન સામાં ટકશે? અરે! કદી અસંખ્ય શિઆળીઆં દેખી સિંહ ડરી જશે? કદી નહિ! મહારાજ! જો આપનો હુકમ હોય તો તેના સરદારને આ ઘડીએ પરાજય પમાડી આપની હઝુર બાંધી લાવીએ.

આવા શૂર વચનો સાંભળી કલ્યાણદેવનું દિલ ઉશ્કેરાયું. તરતજ તે પોતાના હથિઆર સજી સોબતીઓ સાથે અનન્તસેનની આગળ લડાઇની વિદાયગીરી માગવા માટે આવ્યો. અનન્તસેને કલ્યાણદેવને તથા તેના સોબતીઓને લડાઇનાં પોશાકમાં આવતા દીઠા. તેને જોઇને તે પોતાના મન સાથે કહેછે, "રજપૂત પુત્રોમાં કેવાં શૂરાતનછે, તેનો આ પ્રત્યક્ષ દાખલોછે. અહા! તેઓ કેવા શૂરવીર દેખાયછે? આવા પુરૂષને હું તેનું શૂરાતન જાણતો છતાં નાશી જવાનું કહેતો હતો ધિઃકારછે મને કે, મેં ક્ષત્રી થઇને આવે વખતે ભીરૂ વચન કહ્યા."

આવી રીતે અનન્તસેન પશ્ચાત્તાપ કરતો હતો, એટલામાં કલ્યાણદેવે આવી તેની પાસેથી રજા માગી. રાજાએ કાંઈ પણ દિલગીર ન થતાં ખુશીથી રજા આપી.

કલ્યાણદેવ તથા તેના રજપૂત સરદારો લશ્કરના સેનાધિપતિને મળ્યા. સેનાપતિને શૂર તો ચડયુંજ હતું, તેમાં વળી મદદ વાસ્તે આવા શૂરવીર પુરૂષો આવ્યા તેથી તેને વધારે શૂર ચડયું. મુસલમાન લશ્કર સાથે કેવી રીતે લડવું તેની સંતલશ કલ્યાણદેવે સેનાપતિ સાથે કરી રાખી. અને પોતે પોતાના સોબતીઓને લઇ જેણીમેર ઇસ્લામશાહનો તંબુ હતો તે તરફના કોઠામાં ગયો. કલ્યાણદેવની સંતલશ મુજબ સેનાપતિએ બધા કોઠામાં લશ્કરની ટુકડીઓ મોકલી દીધી.

તેમજ કલ્યાણદેવના કોઠામાં તોપનો અવાજ થાય કે, બધા કોઠા વાળાએ એકદમ બહાર કરવા, એમ વરધી દીધી.

ઇસ્લામશાહને આ વાતની કાંઇપણ ખબર નહોતી તેના મનમાં હતું કે, કિલ્લાના અમુક ભાગને તોડી પાડી અંદર ધસવું. તેથી તેમ કરવાની બધી તૈયારી તેણે કરી રાખી હતી. તે મુજબ કિલ્લો તોડવા તેણે પોતાનાં લશ્કરને ઉશ્કેર્યું કે કલ્યાણદેવે તોપનો અવાજ કર્યો. તે સાંભળી બધા કોઠાવાળાએ તોપોનો બહાર કરી મારો ચલાવ્યો. એમ બે ત્રણ વખત એકદમ મારો ચલાવવાથી ઇસ્લામશાહનું લશ્કર અર્ધું થઈ ગયું. હવે કલ્યાણદેવે દરવાજા ઉઘાડી ખુલ્લા મેદાનમાં લડાઈ કરવાનું ઠરાવ્યું. તેથી લશ્કર સહિત મેદાનમાં આવ્યો. મુસલમાન તથા હિંદુ લશ્કર સામસામું લડવા માંડયું. ભયંકર યુદ્ધ થયું. કલ્યાણદેવના સરદારો ખેતરમાં જેમ કાપણી થાય તેમ મુસલમાન લશ્કરનાં મસ્તક કાપવા મંડ્યા. આ વખતે અનંતસેન પોતાની પુત્રી મદનમંજરી સાથે ઊંચી અગાશીમાં બેઠો હતો, કે જ્યાંથી બહારનો તમામ ભાગ દેખાતો હતો. લડાઈ થતી જોઇ પોતાની પુત્રીને કહેછે.

### કાવ્ય અથવા રોલાવૃત્ત.

પ્યારી પુત્રી જોય, ઉભય દળ લડવા માંડયું;<br>
મારે શસ્ત્ર પ્રહાર, મરણ ભય સૌએ છાંડયું.<br>
મારો ! મારો ! કહે, બીરૂ જન તો ભય પામે;<br>
વરતાવે બહુ કેર, પણે સમરસિંહ નામે.<br>
જો પે'લા રજપૂત, મ્લેચ્છને મારે દોડી;<br>
કરી ક્રોધ લે તરત, તેહનાં મસ્તક તોડી.

શૂરવીર રણધીર ખડ્ગ લઈ રણમાં છાજે,
તે તુજ પતિ કલ્યાણ-દેવતો યુદ્ધમાં ગાજે.
લડવાની ચતુરાઈ, અરિ દેખી ત્રાસેછે,
ભય પામી મન માંહે, દૂર દૂરે નાશેછે.
કાપા કાપી થાય લોહીની નદીઓ વહેછે;
નિરખી, ભાગો ભાઇ! હિંમત હારી સૌ કહેછે.
ગણના થઈ નહિ કશી, જહાં ત્હાં મુડદાં જામ્યાં,
જોગણી ભૈરવ સર્વ બહુ બળિદાનજ પામ્યાં.
જો પહેલો સરદાર આપણો ઝુંડ મચાવે,
કતલ કરી અરિ સૈન્ય શત્રુથી પિંડ બચાવે.
ઘાયલ થઇને પડે, પડ્યા તે કરે હોકારા,
કેટલા પાડે બુમ, કૈક જણ કરે પુકારા.
પેહેલે તુજ ભરથાર, મ્લેચ્છનું દળ સંહાર્યું;
નાશે છે સરદાર. કટક તેનું હંકાર્યું.
ધન્ય! ધન્ય! હે શૂર, ધન્યછે તારી માત;
કૃતાર્થ મુજને કીધ, ધન્યછે અતિ તુજ તાત.
અરે હવે સહુ મળી, મોકલેછે મુજ પાસે;
વધામણીને માટ, દોડતો આવે આશે.

—અતિ હર્ષમાં આવી જઈ મહારાજા અજીતસેન ત્યાંથી પગે ચાલતો કલ્યાણદેવ વગેરે પાસે ગયો; અને તરત તેને ભેટી પડયો. પાછા ત્યાંથી સર્વ જણ અજીતસેનનો જય! કલ્યાણદેવનો જય! એમ જયની ધ્વની બોલતા વાજતે ગાજતે નગરમાં આવ્યા.

---

# પ્રકરણ ૭ મું.

આ જયથી કલ્યાણદેવની કીર્ત્તિ ઠામ ઠામ પ્રસરી ગઈ તે શ્રીમંતપુરના રાજા સુંદરસેનનો કુમારછે, એમ જયારે લોકોએ જાણ્યું. ત્યારે તેનાં પરાક્રમની તરેહવાર વાતો ચાલવા લાગી. રાજા અનંતસેનને પુત્ર નહોતો, તેથી રાજ્ય વહનભાર કલ્યાણદેવ ઉપર નાંખી પોતે તેમાં થોડુંજ મન ઘાલવા લાગ્યો.

ઇસ્લામશાહ સાથની લડાઈમાં માંડલિક રાજાઓને લડાઇની મદદમાં આવવા લખ્યું હતું, પણ તેઓ આવ્યા નહોતા તેથી કલ્યાણદેવ તેઓને શિક્ષા કરવા ચડી ગયો. તેણે કેટલુંક લશ્કર શેહેરનાં રક્ષણ વાસ્તે રાખ્યું, અને કેટલુંક લશ્કર પોતાની સાથે લઇને રવાનો થઈ ગયો. માંડલિક રાજાઓને કલ્યાણદેવના જયની ખબર પડી હતી તેથી હવે તેઓ પોતાની મૂર્ખાઇ માટે પસ્તાવો કરી બીવા લાગ્યા. કલ્યાણદેવ જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાંના રાજાઓ તરેહ તરેહની ભેટ મોકલી તેનો હુકમ માનવા કબુલાત આપતા હતા. ચતુર કલ્યાણદેવ તેમની સાથે મૈત્રીભાવ રાખી ફરીથી એવું ન કરવા ભલામણ દેતો હતો. ઘણું કરીને તેને લડાઇ કરવાનો અવસર જુજ ઠેકાણે આવ્યો હતો. એવી રીતે તેણે સર્વ ઠેકાણે પોતાની આણ વર્ત્તાવી. કહ્યુંછે કેઃ—

**દોહરો.**

"વજનદારને વિશ્વમાં, સહુજન તાબે થાય;
ચાહે હીરો ચીરવા, તેમજ કાચ ચિરાય."

ઇસ્લામશાહ લડાઈમાંથી થોડા માણસથી નાશી છુટયો હતો, તે દિલ્લીના પાધરમાં જઈ પડી રહ્યો. કલ્યાણદેવથી

પરાજય પામી તે પાયમાલ થઈ ગયો હતો. તેથી બાદશાહ પાસે જવા તેની હિંમત ચાલી નહિ. તેના માણસોએ બાદશાહ અહમદશાહને ઇસ્લામશાહની હાર થયાના તથા તે પાધરમાં બેઠોછે તે વગેરે સમાચાર કહ્યાં. આ સાંભળી બાદશાહ અત્યંત ક્રોધાયમાન થઇ ગયો; અને ઇસ્લામશાહને તાકીદથી તેડવા તેણે માણસો મોકલ્યા. લાચાર થએલા ઇસ્લામશાહને આવ્યા વગર હવે છુટકો હતો નહિ. તેથી તે માણસોની સાથે દિલગીરીથી બાદશાહની હઝુર આવી પહોંચ્યો. બાદશાહ અહમદશાહે તેને પૂછ્યું—

ક્યોં બેટા ઇસ્લામશાહ! ક્યા ખબર લાયા? ઓર ઉસ બદમાશ કલ્યાણદેવકા ક્યા હુઆ? તેરે લસ્કરને શિકસ્ત ક્યોં ખાઈ? ઇશ બાતકા ઝટ બ્યાન કરદે, ક્યોં કે હમેરા જિગર જલ જાતા હય.

**ઇસ્લામશાહ**—બાપુ! કહેનેમે કુચ્છ હરકત નહિ હય. મગર શિકસ્તખાનેસેં બ્હોત શરમ લગતી હય, વો કલ્યાણદેવ બડા જાલમ લડને વાલા હય, ઉસને અપને લસ્કરકા કોન જાણે કિશ ઢબસેં જમાવ કીઆ થા કે, જ્યોં જ્યોં હમ ચઢાઇ કરતેથે, ત્યોં ત્યોં શિકસ્ત ખાકે લોટતેથે. ઓર ઉનોંકી ચઢાઇ હોતીથી તબ હમારે પિછા ભાગના પડતાથા; ઇતનાંહિ કેનાં બસ હય કે, ઇસ લડાઇ કે બીચમેં હમને જો માર ખાઇથી, એશી માર કભી કોઇ બખત ખાઇ નહિ! મરનાં, પડનાં, ભાગનાં, જીતનાં, યહ ખુદાકે હાથ હય. મગર હમ જીતેહેં તો કલ્યાણદેવકે સામને કભુ ટક્કર લેનેકી આરજુ ન રખેંગે. જહાંપનાંહ! ઉસકા નામ સુનતેહિ હમારા જી બિલકુલ ગભરા જાતાહય, ક્યા જાને ઉસકી મદદમેં ખુદાતાલાને અપની ફોજકા ઝોર દે દિયા હય કે

ખુદબખુદ લડનેમેં સામિલ હો જાતાહે ! હમ સચ કહેતેં હે કે કલ્યાણદેવ કભી જીતા ન જાયગા !

**બાદશાહ**—મેં ખુદાકી કસમ ખાકે કહેતા હોં કિ જબ લગ ઉસ બદમાશ કલ્યાણદેવકોં ઝુબે ન કરા જાવે, ઓર અનતસેનકો કેદ ન કરા જાવે તબ તક દિલ્હીકા પાની પીનાં હમે હરામ હય ! બસ, અબ હો ચુકા ! જલદી લશ્કર તૈયાર કરનાં, ઓર દુશ્મનોકા પીછા લેના હમે મંજુર હય.

બાદશાહનો હુકમ સાંભળતાં ઈસ્લામશાહને નવી આશા ઉત્પન્ન થઈ. એટલે ત્યાંથી તરત જઈ લશ્કર વગેરેની વ્યવસ્થા કરી. અને ચાર લાખ યોદ્ધાથી બાદશાહ સાથે સુંદરપુરપર ચડયો.

**કાવ્ય અથવા રોલાવૃત્ત.**

ચડયો દિલ્હીનો શાહ, થયોછે રીસે રાતો;<br>
જાણે પ્રગટયો દાહ, પ્રલય શું કરશે આતો !<br>
શૂરવીર સરદાર, ધિરજવંતા નિજ સંગે;<br>
દીસંતા વિકાળ, કવચ ધરિઆ છે અંગે.<br>
સુભટ કટક બળવાન, પ્રગટ પૌરષ રણ જેનાં;<br>
ક્રોધી કાળ સમાન તન પ્રચંડ છે તેનાં.<br>
પ્રથમ પાયદળ વૃંદ, હસ્તમાં શસ્ત્ર ઉછાળે;<br>
શત્રુ સન્મુખ થઇ, પીઠ નવ દે કો કાળે.<br>
ફરકે ધ્વજા નિશાન દુંદભિ વાજાં વાજે;<br>
મહા શંખના શોર, ઘોર ઘન શ્રાવણ ગાજે.<br>
બંદુક, બરછી, બાણુ, ત્રિશૂળ તીણાં ઝળકેછે.<br>
તેજવંત તલવાર અનલ સમ કર ચળકે છે.<br>
મુગદળ, મુસળ, ગુણુંજ, ચમકતી ફરસી શાતી;<br>
ઝગઝગાટ ત્યાં થાય વીજળી જાણે થાતી.

ગજ, રથ, બહુ તોખાર નિરખતાં રહે નવાઇ,
ઊડી ધૂળ તમામ, તેથી નભ રહ્યો છવાઈ.

ઘણીજ ત્વરાથી ચાલતાં બાદશાહ પોતાના લશ્કર સહિત સુંદરપુરની હદમાં આવી પહોંચ્યો. મદનમંજરી પોતાનો પતિ કલ્યાણદેવ આજ કેટલાક રોજ થયા માંડલિક રાજાઓ ઉપર ચડી ગયોછે, તે હજુ કેમ ન આવ્યો ! તેનો વિચાર કરતી પોતાના મેહેલમાં બેઠી હતી. તેની જમણી ભુજા ફરકવા લાગી, અને તેનાં હૃદયમાં ઊંડો પશ્ચાતાપ થતો હોય એમ તેને જણાયું, પોતાના પતિ કલ્યાણદેવને તો કાંઈ વિપતિ નહિ પડી હોય ! એમ વિચાર કરેછે, કે જેથી તેનાં શરીરમાંથી પસીનો થયો, તેનાં શશિસમ મુખાર્વિંદ ઉપર તેનાં ટપકાં, કમળ પત્રમાં પાણીનાં ટીપાં પડવાથી મોતીની ભ્રાન્તિ કરે તેમ થઇ રહ્યાં હતાં. તેનું મુખ જો કે ચિંતાથી ઝાંખું પડી ગયું હતું, તો પણ જોનારને તે વધારે વિલક્ષણ જણાતું હતું. આખો દહાડો તેણે પરિતાપમાં કહાડયો, રાત્રીનો વખત થયો, એટલે સુઈ રહેવાના ઈરાદાથી તે પોતાના પલંગપર પડી; પણ ત્યાં ઉંઘ આવ્યાને બદલે વધારે પીડિત થઈ. એક દાસીને બોલાવી થોડીવાર તે પોતાનાં મેહેલની અગાશીમાં આવી બેઠી. પુનમનો દિવસ હોવાથી ચંદ્રમા પણ માથે આવ્યો હતો, કે જેથી ત્યાં તેના વિરહમાં અતિશે વધારો થયો, ગુસ્સે થઇ પોતાની દાસી પ્રતે તે ચંદ્રમાને કહેવા લાગી—

**सवैया.**

**"चंद नहीं विषकंद है केशव,**
**राहु ग्रह्यो गुन लीलिन लीनो;**

कुंभज पावन जानि अपावन,
भोरे पीयो पच जानन दीनो;
याही सुधाधर शेष विषधर
नाम धर्यो विधि हे बुद्धि हीनो,
सुरसों माही कहा क़हीए
जिन पापहीं आप बराबर कीनो.

આવી રીતના સંકલ્પ વિકલ્પથી તેણે આખી રાત્ર કહાડી. સવારનો પ્રહર થતાં આજ પોતાનો પતિ આવશે એમ ધારીને અગાશીમાં આવી; અને ચોતરફ જોવા લાગી, તો ઉત્તર દિશા તરફ દૂરથી ધૂળ ઉડતી દેખાઇ. પોતાનો પતિ હવે આવેછે, એમ જાણી આતુરતાથી તેની રાહ જોતી ઉભીછે. પણ વળી વિચાર કરેછે કે, મારા પતિ પાસે આટલું લશ્કર નથી, અને આતો ઘણુંજ લશ્કર જણાયછે. આવી રીતે પોતાનાં મનની અંદર મુંઝાતી હતી. થોડી વાર થઈ એટલે શેહેરમાં હાહાકાર વર્ત્તી રહ્યો; ઠામ ઠામથી વાતો ચાલીકે બાદશાહ અસંખ્ય દળ લઇ પોતે ચડી આવ્યોછે. તેથી હવે જીતવાનું કઠણ થશે. આમ વાતો સાંભળી મદનમંજરીને ઘણું ભયપ્રાપ્ત થયું. પોતાની ભુજા ફરકતાં પામી ગઇ હતી કે, કાંઇ પણ ખરાબ પરિણામ થશે. તે વાત હવે તેનાં ધ્યાનમાં આવી. આટલા અસંખ્ય દળની સામે હવે જય મળે એવી તેને આશા નહોતી, તેમ પોતાનો પતિ, કે જેનો આધાર હતો, તે પણ નથી. પોતાના પિતાથી આવા ઝુંડ સામે ટકાશે નહિ. એ વગેરે બાબતોથી નિરાશ થઇ તે દુઃખી થતી હતી.

દિલ્હીના બાદશાહની ફોજનો નાશ કરી ઇસ્લામશાહને હરાવ્યો, તે ઉપરથી કલ્યાણદેવ એમ નહોતો જાણતો કે એ-ટલેથીજ કજીઆનો અંત આવ્યો. પણ હવે બાદશાહ પંડે ચડી આવશે એમ તે અગાઉથીજ ધારતો હતો; પણ આ-ટલી ત્વરાથી બાદશાહનું લશ્કર આવશે, એમ તેણે વિચાર્યુંજ નહોતું. તેનાં મનમાં હતું કે; માંડલિક રાજાઓને વશ કરી હું તરતજ આવી પહોંચીશ. પણ કેટલાંક કારણોથી તેનાથી મુદતસર આવી શકાયું નહિ.

રાજા અન્નતસેનને હવે શું કરવું તેની ચીંતા થવા લાગી. તેણે પોતાના સેનાપતિ તથા અભયચંદ્રની આ બાબત સલાહ લીધી. તેઓ પણ કલ્યાણદેવ તથા તેના સોબતીઓ નથી, તે માટે દિલગીર હતા; પણ લશ્કરનો બંદોબસ્ત ક-રવા વગર છુટકો હતો નહિ. તેથી અન્નતસેને સેનાપતિને લશ્કરની વ્યવસ્થા કરવા, તેમજ કેટલાક ઉંટી સ્વારોને કલ્યા-ણદેવ જ્યાં હોય ત્યાંથી તરત તેડી લાવવા મોકલવા કહ્યું.

બાદશાહ અહમદશાહે સુંદરપુરના કોટને ઘેરો ઘાલ્યો; અને તોપોનો મારો ચવાવી કોટને તોડી અંદર ધસ્યો. રાજા અન્નતસેનનો સેનાપતિ રજપૂત લશ્કર સહિત પોતાનું પણ રાખવા બહુ શૂરથી લડ્યો. પણ મુસલમાનોનાં અસંખ્ય દળની સામે તેનાથી વધારે વાર સુધી ટકાયું નહિ. આખરે એક સરદારના હાથથી તે મરાયો. તેને મરતો જોઇ રાજા અન્નતસેનને બહુ શૂર ચડયું. બ્હાદુરીથી લડતાં તેણે કેટલાક મુસલમાન સરદારોને માર્યા. બાદશાહે તેને પકડવાનો હુકમ ઇસ્લામશાહને આપ્યો. ત્યાં કેટલીક ઝપાઝપી ચાલ્યા પછી અન્નતસેનને તેણે પકડી લીધો.

બાદશાહે પોતાના નામની દુવાઈ ફેરવી. અને મદનમંજરી

ને લેવા રાજ્ય મેહેલમાં તે આવ્યો. ત્યાં મદનમંજરીની માતા આદિ સ્ત્રીઓએ તેને ઘણીવાર સુધી ફાવવા દીધો નહિ; છેવટે એકજ મદનમંજરીને લઇ તેણે ચાલવા માંડયું. પ્રધાન અભયચંદ્રે બધો ઘાણ બગડી ગએલો જોયો, તેથી પોતે બાદશાહને શોધતો હોય એવો ડોળ કરી તેની સામે આવી સલામ કરી. પોતાના પ્રધાન અભયચંદ્રને જીવતો આવેલો જોઈ તે અત્યંત ખુશી થયો; કારણકે તે એમજ સમજતો હતો કે. કલ્યાણદેવે તેને મારી નાંખ્યો છે. પ્રધાનને આવેલો જોઈ બાદશાહે વિચાર્યું કે, તેને કેદમાં નાંખ્યો હશે. તે અત્યારે આપણા પક્ષનાએ બહાર કહાડયો હશે. તેથી વધારે પડપૂછ કરી નહિ. પણ અભયચંદ્ર ખરેખર કલ્યાણ દેવના પક્ષનો હતો. અને ખુશીથી તેની પાસે રહેવાનું તેણે ઠરાવ્યું હતું, તે વાતની બાદશાહ તરફ કોઈને જાણ હતી નહિ. હાલે આવી રીતે પોતાના પક્ષની પડતી જોઇ સમય વિચારી તે બાદશાહના તરફમાં થયો; પણ હજુ કલ્યાણદેવ પાછળછે અને તેના પરાક્રમથી તે વાકેફ હતો, તેથી તે સંતોષ માનતો હતો.

બાદશાહે કલ્યાણદેવની ઘણીતપાસ કરી પણ તે કયાંએ જડયો નહિ. એટલે તે બાબત પ્રધાન અભયચંદ્રને પૂછયું, પણ તે વધારે હકીકત કહી શકયો નહિ. માટે તે કયાંક નાશી ગએલ હશે એમ ધારી અનતસેન તથા મદનમંજરીને તે પોતાના તંબુમાં લઇ આવ્યો.

મદનમંજરી આવા બનાવથી ગભરાઈ બેશુદ્ધ થઈ ગઈ હતી; તે જ્યારે શુદ્ધિમાં આવી ત્યારે વિલાપ કરવા લાગી.

### સીતાજીના મહિનાનો રાગ.

જાવું નહોતું તમારે હે નાથ, મૂકી મુજને અરે,

માૅરૂં કાળજું કટકા થાય, પાપી લઈ જાયરે;
મારા ચતુર શિરોમણી કાંત, અહો પ્રાણનાપતિ,
આવો સત્વર થઇને કૃપાળ, પડીછે આપત્તિ;
મૃદુહાસ્ય તણી જે ગંભીર, ગીરા બહુ સાંભરે,
દવ અનળ બળેરે શરીર, જીવ્યાની ન આશરે;
દુષ્ટ મ્લેચ્છ મૂકી મરજાદ, આપે દુઃખ હાયરે.
અરે વલ્લભ પ્રાણ સુજાણ, સહ્યું, મેં નજાયરે;
અંતે જીવ જશેજ જરૂર, ખચિત ચિત્તમાં ધરૂં,
જેથી શીયળ મમ જળવાય, એવું કૃત્ય આદરૂં,
મેંતો પ્રેમ થકી નિજસ્વામ, સેવ્યા નહિ પ્રીતથી;
માટે હૈડું ફાટી જાય, રહેવું ખોટું રીતથી.

અરે પ્યારા કલ્યાણદેવ! તું આવે વખતે મને છોડાવતો કેમ નથી! હું જ્યારે પેલા દુષ્ટ વાઘના હાથમાં સપડાએલી હતી, તે વખને તેં મને જીવતદાન આપ્યું હતું. પણ આ પાપી વાઘ જેવા મનુષ્યના હાથમાંથી હવે બચાવી શકનાર નથી. ત્યારે શું આપણા સુખનો અંત એટલી ત્વરાથીજ આવશે ? વળી હું અભાગણીને માટે મારા પિતાજીને આ દુષ્ટ જે દુઃખ આપેછે તે મારાથી ખમાતું નથી. હે નાથ! હે પ્રિય! અમારી વારે ધાઓ, અને આ દુષ્ટોને કતલ કરી અમને છોડાવો. હે મહાકાળેશ્વર ! તું આવે વખતે ક્યાં સંતાઇ બેઠો ? અરે! મેં તારી ખરા અંતઃકરણ પૂર્વક સેવના કરી તેનું શું તેં આ ફળ આપ્યું ? અરે! હું કોને ઠપકો આપુછું! એતો હું અભાગણીના નશીબમાં એવું લખેલુંજ હશે. પણ મારૂં સત જાળવવા માટે હું બનતી કોશીશ કરીશ. અંતે મારા શરીરનો ભોગ આપવોપડે તોય ભલે ? અરે! મારા શરીરના સો કટકા થઈ જાય, તો પણ આ પાપીને

મારૂં મુખ જોવા નહિ દઊં. એવી રીતે ધીરજ રાખે છે, પણ પોતાનો પતિ કલ્યાણદેવ સાંભરી આવેછે, તેથી એક દમ બેભાન થઈ જાયછે.

બાદશાહે અન્નતસેનને કેદ કરી પ્રધાન અભયચંદ્રને સોંપ્યો. અને મદનમંજરીને ઇસ્લામશાહના હવાલામાં રાખી, અને તેની આસપાસ પૂરતો બંદોબસ્ત રાખવા ફરમાવ્યું. અને ત્યાંથી ઉપડી દિલ્હી તરફ તેઓ રવાને થયા.

---

## પ્રકરણ ૮ મું.

રાજા અન્નતસેનના સેનાપતિએ મોકલેલ માણસો શોધતા શોધતા કલ્યાણદેવ જ્યાં હતો ત્યાં આવ્યા. અને બાદશાહ પંડે ચડી આવ્યોછે, તેની સાથે મોટું લશ્કરછે, અને અમને તાકીદથી આપને તેડવા મોકલ્યા છે, વગેરે હકીકત કહી સમજાવી. આ સાંભળતાં કલ્યાણદેવનું ડાબું અંગ ફરક્યું તેમજ બીજાં પણ અપશુકન થયાં; તેથી કાંઈપણ માઠો પરિણામ બન્યો છે, એમ ધારી ત્વરાથી સુંદરપુર તરફ રવાને થયો. તેની હદમાં આવતાં અન્નતસેનની હાર તેમજ તેને તથા મદનમંજરીને ઉપાડી ગયાનું સાંભળ્યું. અત્યંત ગુસ્સામાં આવી જઈ કાંઈપણ વિચાર કર્યા વગર તે એકદમ શેહેરેમાં ધસ્યો. તેના પાંચ શુરા સરદારો આવો હેવાલ સાંભળી વકરાયા વાઘની પેઠે ગુસ્સે થયા હતા. બાદશાહે સુંદરપુરનાં રક્ષણ માટે જેટલું લશ્કર રાખ્યું હતું, તેમાંથી એક જણને પણ આ ખરાબ સમાચાર બાદશાહને પહોંચાડવા જીવવા દીધો નહિ. સર્વે જણને કતલ કરી કલ્યાણદેવે અન્નતસેનની દુવાઈ ફેરવી. સુંદરપુરનાં રાજ્યભક્ત

લોકો અત્યંત ખુશી થયાં, અને મુસલમાનોના જુલમથી તેઓને છોડાવ્યાં તેને માટે તેઓએ કલ્યાણદેવનો ઘણો ઉપકાર માન્યો. પોતાના ઉપર પ્યાર રાખનાર અજાતસેનને બાદશાહ બાંધીને લઈ ગયો, તેથી તથા પોતાની પ્યારી મદનમંજરીને માટે તે અત્યંત દિલગીર હતો. પેહેલાં તો તેણે વિચાર્યું કે, એકદમ બાદશાહથી લડાઇ કરી તેઓને છોડાવી લાવવાં; પણ વળી મનમાં આવ્યું જે, આપણી પાસે બાદશાહ સાથે લડવાનાં પૂરાં સાધન નથી, તેમજ લશ્કર પણ તમામ થોડું છે, એમ ધારી તેણે તે વિચાર મુલતવી રાખ્યો; અને કોઈ યુક્તિ કરી તેઓને છોડાવી લાવવા તૈયાર થયો. સુંદરપુરનાં રક્ષણ માટે બધું લશ્કર રાખી તેની ભલામણ તેણે પ્રધાન મોતીશાહ કે જે તેની સાથે હતો તેને આપી. અને પોતે ફકત પોતાના શુરા સોબતીઓને લઇ ચાલી નીકળ્યો.

બાદશાહે સુંદરપુરથી ચાર દિવસની મજલ કાપી હતી. મદનમંજરીને બાદશાહે જયારથી ઝાલી હતી ત્યારથી તેણે અન્ન પાણી ત્યાગ્યું હતું, અને આખો દહાડો વિલાપ કરતી હતી. બાદશાહ જે ગામે મેલાણ કરતો, તે ગામના પટેલની મારફત એકાદ બે સ્ત્રીઓને તેડાવી મદનમંજરીને સમજાવવા તે મોકલતો; તેમજ તેને રાજી રાખવા અનેક પ્રકારની તદબીરો કરતો હતો, પણ તે સઘળી વ્યર્થ હતી. આજે જે ગામની હદમાં બાદશાહે મેલાણ કરી તંબુ તાણ્યો હતો, તે ગામ મોટું હતું. બાદશાહે તે ગામમાંથી પટેલને તેડાવ્યો. પટેલ આવ્યો ત્યારે તેને પોતાના તરફથી એકાદ બે સ્ત્રીઓને મદનમંજરીને સમજાવવા મોકલવા તેણે કહ્યું. બાદશાહનાં ફરમાન મુજબ કરવા પટેલ ત્યાંથી ઉઠયો, તે

પોતાના ઘર તરફ આવ્યો. પેલી તરફથી કલ્યાણદેવ વગેરે પણ તેજ ગામમાં આવ્યા. તેઓ જે જે ગામોમાં થઈ આવ્યા હતા, તે તે ગામોમાંથી બાતમી લેતા આવતા હતા, માટે બાદશાહ પટેલની મારફત મદનમંજરીને સમજાવવા માટે સ્ત્રીઓ તેડાવતો તે વાતની તેઓને ખબર હતી; તેથી પાધરાજ તે ગામમાં પટેલને ઘેર ગયા. પટેલ પણ તેજ વખત બાદશાહને ત્યાંથીજ આવતો હતો. તે પોતાના ઘર નજીક ઉભેલા છ અજાણ્યા સ્વારોને જોઇ અચરજ પામ્યો. તેઓ કોણ છે ? અહિં શામાટે ઉભાછે ? તે બાબત પટેલ તેઓને પૂછવા મંડયો. આ ગામ સુંદરપુરના તાબાનું હતું, તેથી ત્યાંના પટેલની રાજા અનંતસેન તરફ પ્રીતિ હશે, એમ ધારી કલ્યાણદેવે પોતાની સર્વ ખરી હકીકત તેને કહી. કલ્યાણદેવનું નામ સાંભળી તે પટેલ ખુશી થયો; કારણકે કલ્યાણદેવનાં પરાક્રમની વાતો તેણે સાંભળી હતી. રાજા અનંતસેનને તથા તેની પુત્રી મદનમંજરીને બાદશાહ લઇ જાય છે, તેને માટે તે ઘણો દીલગીર હતો. પણ હાલે બાદશાહની સત્તા છે, તેથી તેના હુકમ મુજબ વરતવા વગર તેને છુટકો નહોતો, તોપણ કલ્યાણદેવ વગેરેને અંદર તેડી જઈ ગુપ્ત રીતે આગતા સ્વાગતા કરવા લાગ્યો.

બાદશાહના રસાલામાં કઇ સ્ત્રીઓને મૂકવી તેનો વિચાર પટેલ કરતો હતો. આ વખતે કલ્યાણદેવે એક યુક્તિ શોધી પટેલને એકાંતમાં કહ્યું કે, તમારી પુત્રીનાં લૂગડાં, ઘરેણાં મને આપો. હું તે પેહેરીને મદનમંજરી પાસે જઈશ. તેમજ તમારા પુત્રની વહુનાં લૂગડાં, ઘરેણાં આ સમરસિંહને આપો, અને તે તમારા પુત્રની વહુ થઈને મારી સાથે ચાલે આમ કરશો તો હું તમારો ઘણો આભાર માનીશ, કારણ કે તેથી અનંતસેન તથા મદનમંજરીનો છુટકારોછે. પટેલને

તો એટલુંજ જોઈતું હતું, કેમકે બાદશાહના રસાલામાં કઈ સ્ત્રીઓને મૂકવી તેનો ખ્યાલ તેનાથી થઇ શકતો નહોતો. પેહેલાં તો જરા બાદશાહની સત્તાથી ડરયો, પણ કલ્યાણ-દેવનું પરાક્રમ તે જાણતો હતો તેથી તરત તેના ફરમાવ્યા મુજબ લૂગડાં, ઘરેણાં તેણે આણી આપ્યાં. કલ્યાણદેવે તે પેહેર્યાં, અને પોતાના સોબતી સમરસિંહને પહેરાવ્યાં. બાકીના ચાર જણને આ ગોઠવણની ખબર કરી કહ્યું કે, મદનમંજરી અહીં આવે કે, તરતજ તેને સુંદરપુર લઈ જઈ તેની બરાબર સંભાળ રાખવી; અને તેને કોઈપણ પ્રકારનું દુ:ખ થાય એમ કરવું નહિ. કલ્યાણદેવના ફરમાવ્યા પ્રમાણે વર્ત્તવા તેના શુરા સોબતીઓએ હા કહી, એટલે તે પોતાના સોબતી સમરસિંહને લઈ પટેલ સાથે બાદશાહના રસાલામાં આવ્યો. પટેલે બાદશાહ પાસે જઇ પોતાની પુત્રી તથા પુત્રની વહુને તેડી આવવાના સમાચાર કહ્યા. બાદશા-હે તેઓને મદનમંજરી પાસે જવા દેવા ઇસ્લામશાહને હુકમ આપ્યો. બન્ને જણે ગુપ્ત રીતે પોતાનાં લૂગડાંમાં હથિયાર સંતાડ્યાં હતાં, કે કદાચ આ કપટ જણાઇ આવે તોપણ પોતાના હાથ બતાવી મદનમંજરીને છોડાવી લાવવી; પણ તેઓને કાંઇ હરકત નડી નહિ, તેથી ખુશી થઈ મદનમંજરી પાસે તેઓ આવ્યા. મદનમંજરી હરવખત પોતાના પતિ ક-લ્યાણદેવને સંભારી રૂદન કરતી હતી, તેથી આ વખત પણ તેવીજ સ્થિતિમાં હતી. પોતાની પાસે બે સ્ત્રીઓ આવેછે, તેથી તેણે જાણ્યું કે અગાઉની માફક મને સમજાવવા તેઓ આવતી હશે; માટે તેઓની સામે પણ તેણે જોયું નહિ. તરતજ કલ્યાણદેવે નજીક આવી કહ્યું કે, પ્યારી ! આ સાદ પોતાનો જાણીતો હોય એમ તેને લાગ્યું. તેથી ઊંચી નજર

કરી, અને આશ્ચર્ય પામી. કલ્યાણદેવે કહ્યું, શું તું મને હજી ઓળખતી નથી ? એટલું કહેતામાં તો તે ઉઠી, અને પ્રાણનાથ ! એમ કહી કલ્યાણદેવની કોટે બાઝી પડી. આવો દેખાવ જોઈ સરદાર સમરસિંહની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં. થોડીવારે મદનમંજરી તથા કલ્યાણદેવ છૂટાં થયાં કલ્યાણદેવે પોતાની સર્વે ગોઠવણની તેને ટુંકામાં હકીકત કહી. મદનમંજરીએ કહ્યું. પ્યારા ! હું તમને આવી રીતે વિપત્તિમાં નાંખીને અહિંથી કોઇ કાળે પણ જઈશ નહિ. શું તમારા અમૂલ્ય જીવ કરતાં મારો વગર મૂલનો જીવ વિશેષ થઈ પડયો ? નહિ ! નહિ ! એમ કદી બનનાર નથી ! કલ્યાણદેવે કહ્યું, પ્યારી, આ વખતે હઠ કરવી યોગ્ય નથી. સમો બારીકછે. માટે જેમ બને તેમ ત્વરાથી તારે અહિંથી નીકળવું જોઇએ. તારો પોશાક ઉતારી મને આપ, અને મારો પોશાક તું પેહેરી આ સમરસિંહ સાથે સુંદરપુર જા. કારણકે સુંદરપુરને મેં કબજે કરી લીધુંછે; તેથી ત્યાં કાંઇ પણ હરકત નડશે નહિ.

કલ્યાણદેવને બદલે સમરસિંહે રહેવા ઘણી આજીજી કરી; પણ પોતાનો વિચાર આગળ ઉપર શું છે ? તે તેનાથી પાર પડે નહિ. માટે તે વાત તેણે સ્વિકારી નહિ. કલ્યાણદેવના અતિ આગ્રહથી મદનમંજરી તથા સમરસિંહને અહિંથી જવા વગર ચાલ્યું નહિ. મદનમંજરીએ કલ્યાણદેવ કે જેણે પટેલની પુત્રીનો પોશાક પેહેર્યો હતો, તે પેહેરી લીધો. અને ઘુંઘટો કહાડી સમરસિંહની સાથે બહાર આવી. સમરસિંહે ઈસ્લામશાહને કહ્યું. અમે મદનમંજરીને સમજાવી છે, અને તેણે ખાવાનું કબૂલ કર્યુંછે. માટે તેના વાસ્તે ખાવાનું લઈ આવવું. એમ કહી મદનમંજરી સાથે તે પટેલને ઘેર આવ્યો. મદનમંજરીએ પટેલની પુ-

ત્રીનો પોશાક ઉતારી કલ્યાણદેવનો પોશાક પહેરી લીધો. અને તે તથા પાંચ સરદારો તાબડતોબ સુંદરપુર તરફ રવાના થઇ ગયાં.

ઇસ્લામશાહે બાદશાહ પાસે જઇ કહ્યું, “ખુદાવંદ! મદનમંજરીને ખાના કબૂલ કીઆ હય. વો પટેલકી લડકી ઉસકું સમજાકે અબી હયાંસેં ગઈ.” બાદશાહ આ સાંભળી અત્યંત ખુશી થયો. અને પાસે બેઠેલા પટેલના વખાણ કરી તેની પુત્રીને આપવા પચાસ સોના મોહોરો ઇનામ દાખલ તેને આપી.

મદનમંજરી સુંદરપુરમાં આવી પોતાની માતાને મળી. તેની માતા તેને જીવતી આવેલી જોઈ ખુશી થઈ. પોતાના પ્રાણપતિ કલ્યાણદેવને વિપત્તિમાં નાંખી આવી તેને માટે મદનમંજરી ઘણો અફસોસ કરવા લાગી. તેની માતા તેને ઘણી ધીરજ આપતી, તે છતાં પણ તે હરવખત દુઃખી થઈ વિલાપ કરતી હતી. તેનો વિલાપ સાંભળી કલ્યાણદેવના રજપૂત સરદારો જુસ્સામાં આવી ગયા. તેઓને કલ્યાણદેવે સુંદરપુરમાં રહેવા ફરમાવ્યું છે. તે ન ગણકારતાં તેને છોડાવવા તેઓ તૈયાર થયા. પોતાની સાથે કેટલુંક લશ્કર લઈ તથા કેટલુંક લશ્કર શેહેરના રક્ષણ વાસ્તે રાખી, પ્રધાન મોતીશાહને ભલામણ આપી. અને પોતે ઝટ દિલ્લી તરફ રવાના થયા.

રાજા અનંતસેન બાદશાહના લશ્કરમાં કેદ પડેલો હતો તે પોતાને માટે નહિજ, પણ મદનમંજરીનું શું થયું હશે? તેને માટે ઘણો વિલાપ કરતો હતો. પ્રધાન અભયચંદ્ર આ વખતે તેને બહુ ઉપયોગી થઈ પડી હરવખત ધીરજ આપતો હતો. અને કાંઈ પણ દુઃખ થવા દેતો નહિ. બાદ-

શાહના દેખતાં તે અનન્તસેનને પોતાનો દુશ્મન ગણતો, પણ અંદરથી તેની સાથે મિત્રભાવ રાખી તેના છૂટકારા વિષે તદબીર કરતો હતો. મદનમંજરી સુંદરપુરમાં પહોંચી ગઇ અને કલ્યાણદેવ તેને ઠેકાણે બેઠોછે, તે વાતની અભયચંદ્ર તથા અનન્તસેનને મુદ્દલ ખબર નહોતી. કારણકે કલ્યાણદેવે એવી ચતુરાઇ રાખી હતી કે આ વાતની પોતાના સોબતીઓ તથા પટેલ સિવાય બીજા કોઈને પણ તેણે ખબર પડવા દીધી નહોતી. બાદશાહ અહમદશાહ કેટલેક દિવસે દિલ્લી જઇ પહોંચ્યો. ત્યાં કલ્યાણદેવને મદનમંજરી સમજી પોતાનાં રંગમેહેલમાં ચડાવી દીધો. પેલી તરફ સમરસિંહ વગેરે સરદારો રવાના થયા હતા, તેઓ ઘણીજ ત્વરાથી ચાલતાં તેજ દિવસે દિલ્લીમાં આવ્યા. પોતાનાં લશ્કરને એકાંતમાં રાખી સમરસિંહ, પ્રધાન અભયચંદ્રને ગુપ્ત રીતે મળ્યો. પોતાની સર્વે હકીકતથી તેને વાકેફ કરતાં કલ્યાણદેવને છોડાવવામાં મદદ આપવા ભલામણ કરી. મદનમંજરીને ઠેકાણે કલ્યાણદેવ છે. એમ જ્યારે પ્રધાને જાણ્યું ત્યારે તે આશ્ચર્ય પામ્યો. અને તેને છોડાવવા સમરસિંહ સાથે કંઇ મસલત કર્યા પછી આ સમાચાર કહેવા અનન્તસેન પાસે આવ્યો. સમરસિંહ પણ ત્યાંથી પોતાનાં લશ્કરને મળ્યો, અને પ્રધાનની ગોઠવણ મુજબ સર્વ તૈયારી કરી રાખી. દિલ્લી જેવા વિશાળ શેહેરમાં સમરસિંહનું થોડું લશ્કર ગુપ્ત રહી શકે એમાં નવાઇ નહિ. પોતાની પુત્રી સહિસલામત સુંદરપુર પહોંચી છે એમ જ્યારે અનન્તસેને પ્રધાનથી જાણ્યું, ત્યારે તે અત્યંત ખુશી થયો પણ તેને બદલે કલ્યાણદેવનો જીવ જોખમમાં છે, તેથી ચિંતાતુર થઈ તેની સલામતી વિષે પ્રધાન અભયચંદ્રને તેણે ઘણી ભલા-

મણ આપી.

બાદશાહે પોતાના રંગમેહેલમાં તમામ શોભા કરાવી. એક તો બાદશાહનું મકાન! અને વળી આવા પ્રસંગયોગે તેમાં રોશનીથી શોભાનો પાર રહ્યો નહિ. રાત્ર પડતાં બાદશાહ મદનમંજરી પાસે જવા રંગમેહેલમાં આવ્યો. પગથીઆં ઉપર ચડતાં તેણે પોતાની સાથે આવેલા માણસોને રજા આપી દીધી, અને પોતે એકલો ચાલ્યો. દિવાનખાનાની અંદર તેણે પગ આપ્યો કે, જેમ સિંહ પોતાના શિકારને તલપ મારી પકડેછે તેમ કલ્યાણદેવે બાદશાહને ગરદનમાં પકડી એક આંચકા સમેત હેઠો પાડયો; અને તેની છાતીપર ચડી સંતાડેલો કટાર તેને મારવા વાસ્તે કહાડયો.

**કલ્યાણદેવ.**—હે દુષ્ટ ચંડાલ! તારા અલ્લાને યાદ કરવો હોય તો જલદી કરી લે. કેમકે હવે તારો પ્રાણ તરત જવાનો છે.

**બાદશાહ.**—ક્યોંબે કમબખ્ત! ઈસ બખત તું કોન હય? ઓર યહ લેબાસસેં કાએકે બાસ્તે આયા હય?

**કલ્યાણદેવ.**—હે કમબખ્ત! હું કોણ છું, ને શું કરવા આવ્યોછું, તેની તને હમણાંજ ખબર પડશે. માટે તું જાગૃત થઇને તારા અલ્લાને યાદ કર.

**બાદશાહ.**—(લા ઇલ્લાહ, એમ કહી કલમો પડેછે.) અબ જલ્દ કહે હે કે, ઇસ બખત આનેકા કયા સબબ હય? ઓર તું કોન હે?

**કલ્યાણદેવ**—શું તુ મને હજી ઓળખતો નથી? હું તારા મ્લેચ્છ વંશનો નિકંદન કરનાર શેર કલ્યાણદેવ છું. શું તું નથી જાણતો કે, રજપૂત પુત્રોના પંજા હમેશાં તમારા શિર ઉપર રહેલા છે.

**બાદશાહ**—( ગભરાઇને ભયભિત થાયછે. ) તુમ-તુમ કલ્યાણ-કલ્યાણ-કલ્યાણદેવ આયેં હયેં ? મેને આપકો પિછાના નહિ! યહ અપરાધ મેરા માફ કરના. આપ ઈસ લેબાસસેં કયોં કરકે ઇસ જગાપર આ પહોંચે ?

**કલ્યાણદેવ**—મારો આવવાનો હેતુ માત્ર એટલોજ છે કે, તારૂં શિર છેદન કરી અજીતસેનને કેદથી મુક્ત કરી લઈ જવાનું છે.

**બાદશાહ**—મેં આપકો આજીજી કરકે કહેતા હોં કે મેરા શિર મત છેદો. મેરેકો આપકે બાલ બચ્ચોંકિ મિશલ સમજકે જીદાન દેના. મેને આપકા બ્હોત અપરાધ કિઆ હય, મગર મેરેકો છોડનાં ચાહિયે. જયોં ક્ષત્રી ગૌ. બ્રહમનકિ રક્ષા કરતેહેં, ઉસ તરેંહસેં મેરેકો જાનકે મેરા જી બક્ષના ચાહિયે. કયોં કે મેં અબ આપકા ગુલામ હો ચુકાહું.

**કલ્યાણદેવ**—તારા બોલવા ઉપર હું ભરોસો રાખી શકતો નથી. તું વંશ પરંપરાનો ખુટ્ટલ અને પેટમાં ડંશ રાખનારો બાદશાહ છો. વળી તારાં કૃત્ય તરફ મારૂં વલણ જાયછે, ત્યારે મારો ક્રોધાગ્નિ મને એકદમ ઉશ્કેરી કહેછે કે, જલદીથી બાદશાહને મારી તેના કકડે કકડા કાગડા કૂતરાને બાટી આપ. માંટે તારા કાલાવાલાથી હું તૃપ્ત થતો નથી પણ તને સુચવુંછું કે, તારા પેટમાં હામ ન રહી જાય એટલા માટે તારા હથિયાર સજ કરી લઇ મારાથી તું લડાઈ કર.

**બાદશાહ**—ઈસ બખત ખુદાનેભી હમકો છોડ દીઆ હય ! જિમી, અશમાન કે બીચમેં હમેરા કોઇ નહિ! હમ આપકે શરનમેં રહેતે હેં, અબ મારો, યા જીતે રખો. મેને આપકે સામને બોત બુરાઈ કીહે, ઉસ બાબતકા આપ ખ્યાલ રખોગે તો બેશક હમકો મારનાં મુનાશબ હય, મગર કહેતે હેં કે "ક્ષત્રી બેટા શરન આને વાલેકો કભી નહિ મા-

રતા હૈ" મેને આપકે પાસ શિર ઝુકાયા, ઔર મેરી ત-
લવાર આપકે કદમોમેં રખદિ; અબ ચાહે એસા કરો. મેરે
કૂર કર્મોપેં ન દેખનાં ચહિએ. એક કવિ એસા કહેતા હય કે,–

छपय.

''अगर अगनपर धरत, जरत सुगंध प्रकाशे,
लसत कसत कल दौत, छरित तंदुल युत भासे;
दुगध तपत दधि मथत, गसत चंदन मृग बेनु,
तलें तेल, रस इक्षु, पाय बंधन पय धेनु;
फल देत अंबु पथ्थर हने, घन पंथ संचरी उचरे,
कुलवंत, संत, सज्जन पुरूष, गने न ओगुन गुन करे.

**કલ્યાણદેવ**—તું જ્યારે કાલાવાલા કરી શરણાગત થાય
છે, ત્યારે હું તને છોડુંછું પણ અન્નતસેનને તેં કેદ કરેલછે,
તેને મુક્ત કરી મોટી આબરૂથી મારી સાથે તું સુંદરપુર પ-
હોંચતો કર.

**બાદશાહ**—મેં ખુદાકિ કસમ ખાકે કહેતા હું કે અ-
ન્નતસેનકો ઔર આપકો બડી ધામધુમકે સાથ બિન હર-
કતમેં પહોંચા દઉંગા.

**કલ્યાણદેવ**—વળી હું તારી પાસેથી બે વચન માગી
લઉંછું. તેમાં એક એકે, તારા મુલકમાં ૭ માસ સુધી હું
લૂંટ ચલાવું. તેમાં તારે વચ્ચે આવવું નહિ. બીજી બાબત
એકે, ૭ મહિના પૂરા થયા બાદ તારે તારા લશ્કર સહ
વર્ત્તમાન મારી સાથે લડાઈ કરવા સુંદરપુર આવવું.

**બાદશાહ**—પેહેલી બાત જો લૂંટ કરનેકી હય વો હમ
ખુશીકી સાથ કબૂલ કરતે હય. આપકા જી ચાહે એશી લૂંટ
ચલાના. દુસરી બાત લડાઇ કરનેકી ઉસસેં હમ ખુશી નહિ.

ઓર કહ દેતેહેં કે ઇસ બાતસેં ઝટ આપકો ભી હાથ ઉ-ઠાનાં ચાહિએ ! ક્યોં કે ઉસમેં કુચ્છ નફા ન મિલેગા.

**કલ્યાણદેવ**—મારે નફા નુકશાન સામું જોવાનું નથી. બલકે મારે તારી સાથે ટક્કર લેવાનીછે. કહ્યુંછે કેઃ—

## दोहा.

**“केसमसों के अधिकसों, लरिए करिए वाद;**
**हारे जीते होत हें, दोऊ भांति संवाद.”**

**બાદશાહ**—આપકી એસી મરજી હય તો મેં કબૂલ કરતાહોં. મગર યાદ રખના કે બાદશાહોંકા લશ્કર સમુદ્ર કિ મિશાલ ઉમંડતેં ચલા આએંગા; ઉસકો પીનેકે બાસ્તે પાનીભી આપસેં ન દીઆ જાયગા, તો ઉસકી એક ટક્કર ભી આપસેં કેસેં જિલી જાયગી ! ઓર એસી ખુના મર-કી ચલેંગી કિ લોહુકી નીકે બહેગી ઉસમેં આપકા ક્યા ભલા હુઆ !

**કલ્યાણદેવ**—ભલું કે બુરૂ, ગમે તેમ થાઓ તોપણ મારે એ કાર્ય કરી અમર રહેવું છે.

**બાદશાહ**—બાદશાહોંકા નવ લાખ સ્વારોંકા લશ્કર હેં. યહ બાત આપકે જાનને મેં હોયગી; કભી ન હોવે તો મેં જના દેતાહોં કે, ઇસ બાતસેં તુમેરા કભી ભલા ન હોનેકા ! ઓર બેગુન્હા લાખોં આદમીએ.કા જી લેના આપ જેસેંકો સજાવર નહિ. મગર તુમ બ્હોત આગ્રહ કરતેહો તો મેં કહેતાહું કે આજસેં તું તેરે લશ્કરકિ તૈયારીમેં રહેના. ફિર એસા ન કહા જાવે કે મેં ગાફિલ રહાથા.

ઉપર મુજબ કરાર કરી બાદશાહ તથા કલ્યાણદેવ અ-જીતસેનને કેદમાંથી મુક્ત કરવા નીચે આવ્યા. ત્યાં કેટલાક

ઘોડેસ્વારોને તે મહેલની એક તરફ ઉભેલા દીઠા. કલ્યાણુ-
દેવે બાદશાહનો પોશાક પેહેરી લીધો હતો તેથી તેને ઓ-
ળખી ઘોડેસ્વારો તેની નજીક આવ્યા. એટલે કલ્યાણુદેવ
તેઓને જોઇને આશ્ચર્ય પામ્યો. તે સ્વારો સમરસિંહ વગેરે
હતા. અભયચંદ્રની ગોઠવણુ મુજબ કલ્યાણુદેવને તથા અ-
નતસેનને છોડાવવા તેજ વખત તેઓ ત્યાં આવ્યા હતા. કલ્યા-
ણુદેવે તેઓને જોઇ ખુશીનો પોકાર માર્યો. બાદશાહ પણુ
તેઓને જોઇને ઓછો આશ્ચર્ય થયો નહિ. સૌએ મળી અન-
તસેનને કેદમાંથી મુક્ત કર્યો. જ્યારે કલ્યાણુદેવે અનતસેનને
કેદમાંથી કહડાવ્યો હશે ત્યારે તેને કેટલી ખુશી થઇ હશે,
તેનો ખ્યાલ બુદ્ધિમાને પોતાના દિલની અંદર કરી લેવો.
સર્વેજણુ ત્યાંથી તાબડતોબ સુંદરપુર તરફ રવાના થયા.

---

## પ્રકરણ ૯ મું.

રાજા અનતસેન, કલ્યાણુદેવ, તથા લશ્કર સહિત તેના
સોબતીઓ, વગેરે સુંદરપુરમાં આવી પુહોચ્યા. તેઓને જોઈ
ત્યાંના લોકોની ખુશાલીનો પાર રહ્યો નહિ. પોતાનો પતિ
કલ્યાણુદેવ પોતાના પિતા અનતસેનને છોડાવી સહીસલા-
મત આવેછે, એવું જ્યારે મદનમંજરીએ સાંભળ્યું ત્યારે
તેના હર્ષનો પાર રહ્યો નહીં. તેને આનંદના ઉભરા આ-
વવા લાગ્યા, તેથી ભાન પણુ ભૂલી ગઈ. અને તેઓ આ-
વ્યા કે તરતજ તેઓને તે ભેટી પડી.

કલ્યાણુદેવે જે યુક્તિ કરી અનતસેનને છોડાવ્યો, તે બા-
બતની ખબર પડતાં સર્વ જણુ તેની હુશિઆરી માટે તા-
રીફ કરવા લાગ્યા. કલ્યાણુદેવે લૂંટની હકીકતથી પોતાના

સોબતીઓને વાકેફ કીધા. બાદશાહ છ મહિના કેડે લડાઈ કરવા આવશે, એવું જ્યારે તેના સોબતીઓએ જાણ્યું ત્યારે તેઓ અત્યંત ખુશી થયા, અને રણ સંગ્રામમાં બ્હાદુરી દેખાડી કીર્ત્તિ પ્રસરાવવાનો વખત આવશે, એમ જાણી તેઓ સંતોષમાં રહેતા હતા. થોડા દિવસ પોતાની પ્યારી મદનમંજરી સાથે સુખ ભોગવી કલ્યાણદેવ લૂંટને માટે જવા તૈયાર થયો. તેણે પોતાના મન સાથે ઠરાવ કર્યો કે, પંદર દિવસ સુધી લૂંટ ચલાવવી, અને પંદર દિવસ સુંદરપુરમાં રહેવું. પોતાના શુરા સોબતી તેમજ બીજું પણ કેટલુંક લશ્કર લઈ દિલ્લીની નવાઈમાં તે લૂંટ કરવા લાગ્યો. પંદર દિવસ સુધી લૂંટ ચલાવી પુષ્કળ દ્રવ્ય લઇ પાછો સુંદરપુર આવ્યો.

લૂંટમાંથી આવેલ પૈસાના બે ભાગ કર્યા. તેમાં એક ભાગમાંથી પોતાને નામે સદાવ્રત, તેમજ બીજા લોકોપયોગી જેવા કે, ધર્મશાળા, દવાખાના, કૂવા, તળાવ વગેરે કામ ચલાવવાં શરૂ કર્યા. બીજા ભાગમાંથી સુંદરપુરને મજબુત કિલ્લો ફરીથી ચણાવવા માંડયો. અને તેને માટે દૂર દેશાવરથી હુશિઆર કારીગરોને બોલાવ્યા. પૈસાની પૂરતી સગવડ હોવાથી ચતુર કારીગરોએ અભેદ્ય કિલ્લો ચણવા માંડયો. પંદર દિવસ પૂરા થએથી પાછો લૂંટને માટે જવા તે તૈયાર થયો. એવી રીતે છ મહિના સુધી કલ્યાણદેવે લૂંટ ચલાવી, તેથી બાદશાહનો ખજાનો ખાલી થવા લાગ્યો; કારણકે કલ્યાણદેવ કે તેના સરદારો રૈયતને દુખ દેતા નહિ, પણ ગામે ગામથી બાદશાહની ઉપજ તેમજ જે જે માણસ પાસે ઘણો પૈસો હોય અને તે તે માણસોના પૈસાથી રૈયતને દુઃખ થતું હોય એવાનો પૈસો લૂંટી લેતા. કંજુસ,

માણુસના ઘરમાં તો એક પાઇ પણુ તેઓ રહેવા દેતા નહિ. આ બાબત કોઈ ફરિયાદ જતું તો બાદશાહ પોતાના કરાર મુજબ તે સાંભળતો નહિ. તેની ઉપજ તમામ બંધ થઈ અને ખર્ચ તમામ ઘણું હતું, તેથી ખજાનો ખાલી થયો.

છ માસ પૂરા થયા. કલ્યાણદેવે લૂંટ બંધ કરી. કિલ્લો પણુ સંપૂર્ણુ તૈયાર થઈ રહ્યો. કલ્યાણદેવે જેવો પોતાના મનમાં ધાર્યો હતો તેવો કિલ્લો થયેલો જોઈ તે અત્યંત ખુશી થયો. પછી તેમાં તોપો વગેરે ગોઠવી તમામ જાતનો લડવાનો બંદોબસ્ત તેણે કરી રાખ્યો. ત્યાર પછી બાદશાહને ખબર કરી કે હવે છ માસ પૂરા થયા, માટે કરાર મુજબ તારે લડવાને આવવું. આ ખબર સાંભળતાં બાદશાહનો મિ· જાજ એકાએક ગરમ થઇ લોહી ઉછળવા લાગ્યું. કેમકે તેણે બાદશાહને શીકસ્ત ખવરાવી હતી; વળી તેના મુલકમાં લૂંટ ચલાવી બાદશાહી હુદ્દાને તેણે નીચે પાડયોહતો. કરારથી વિરૂદ્ધ તેનાથી થઈ શકાયું નહોતું, તોપણુ પોતાના દિલની અંદર દંશ રાખી બદલો વાળવાનું તેણે કોતરી રા- ખ્યું હતું; તે વખત હાલે આવેલો જોઇ અટ્ટહાસ કરી સિંહની પેઠે તે ગાજ્યો. અને બોલ્યો કે, "અબ શત્રુકો જેર કરનેકા બખત આયા હય. ઇસ્લામશાહ! ઓર પ્રધાન- જી! જલદ નગારેકો ડંકા દીજીએ. ઓર અપની નવ લાખ ફોજકો શરપાવ દેકે કહેના કે, કભી કોઈ સિપાઈ સરદારો મેંસે પિછા પાંઓ ન રખે. આગે બઢનાં મુનાશબ હય. ક- ભી કોઈ પીછા પાંઉં રખેંગે તો ઉસે ઉસી બખ્તજ કતલ કરા જાએગા!"

મોટાં લશ્કરથી બાદશાહ સુંદરપુરપર ચડયો, અને થોડા દહાડામાં ત્યાં આવી પહોંચ્યો. તેનું લશ્કર આવ્યું જાણી

કલ્યાણદેવે એકાંતમાં જઈ માતાજીની સ્તુતિ કરી. દુર્ગામાતાએ દર્શન દઇ તેને અભય કર્યો અને લડાઈમાં ફતેહ મળશે એમ વરદાન આપી અદૃશ્ય થઇ ગયાં.

બાદશાહે સુંદરપુરને ઘેરો ઘાલ્યો. અને કોટને તોડી પાડવા સરદારોને હુકમ આપ્યો; તે મુજબ કરવા તેના સરદારોએ ઇલાજ લેવા માંડ્યા, પણ આ અભેદ્ય કિલ્લાની એક કાંકરીને પણ આંચ આવી નહિ તેથી નિરાશ થઈ તેમ કરવાનો વિચાર મુલતવી રાખ્યો. કોટ ઉપરથી કલ્યાણદેવના લશ્કરે તોપોનો મારો ચલાવ્યો કે જેથી બાદશાહના લશ્કરના કેટલાક માણસો માર્યા ગયા. બાદશાહનો સેનાપતિ ઈસ્લામશાહ દરરોજ સાંજ સવાર કિલ્લાને તોડવા પ્રયત્ન કરે, અનેક તરેહની યુક્તિઓ કામે લગાડે, પણ કિલ્લાને કશી હરકત કરી શકે નહિ. અને કલ્યાણદેવની તોપોના મારથી તેને દરરોજ પાછું આવવું પડે. આમ છ મહિના સુધી બાદશાહ બેશી રહ્યો, પણ કલ્યાણદેવના એકાદ માણસને પણ તે મારી શક્યો નહિ. એટલે પોતે અત્યંત ક્રોધયુક્ત થઇ તે કિલ્લાને તોડી પાડવા ચડ્યો. તેણે ઘણી હિકમત કામે લગાડી પણ તે કિલ્લા ઉપર માતા દુર્ગાનો હાથ હતો, તેથી તે તૂટ્યો નહિ. બાદશાહ નિરાશ થઇ પોતાના તંબુમાં પાછો આવ્યો.

સુંદરપુરનાં વતનીઓ માટે ગામમાં ધાન્ય વગેરેની ગોઠવણ અગાઉથી કરી રાખી હતી, તેથી ત્યાંના લોકોને કોઇ વાતની હરકત હતી નહિ. કલ્યાણદેવ પણ પોતાની પ્યારી મદનમંજરી સાથે સદા ખુશીમાં રહેતો હતો; કારણ કે તેનેભરાંસો હતો કે, કિલ્લો કોઇ કાળે તૂટવાનો નથી.

બાદશાહ અહમદશાહે પાયમાલ થઇ પ્રધાન અભયચંદ્ર તથા ઇસ્લામશાહને પોતાની પાસે બોલાવ્યા અને કહ્યું કે "પ્રધાન ઓર ઇસ્લામશાહ ! અબ ક્યા કરના ? અપને ઈસ

લડાઇમેં બ્હોત પાયમાલ હોગયે. યહ જગ્યાપર છે મેંનેસેં પડાવ ઢાલકે બેઠેહેં, મગર વો કલ્યાણદેવકો કુચ્છ પરવા નહિહેં. અપના લશ્કર ભૂખ પ્યાસસેં, ઓર કિલ્લેકી તોપોકી મારસેં આધા કમ હો ગયે. અબતો હમભી ફિકરમેં આ ગએહેં કે અબ કયા કરના ? મેરે જીમેં આતાહય કે, એક મટીકા કિલ્લા બનાવે, ઓર ઉસમેં કલ્યાણદેવકા પુતલા બેઠા કે, ઉસ કિલ્લેકો જેર કરકે, વો પુતલેકો જલ્લે કરે; કયા સબબ કે મુલ્કોંમેં મેરી હાર હોનેકી બાત ફેલા ન જાવે. હમ સચ કહેતે હય કિ, યહ અજીત કિલ્લા કભી જીતા ન જાવેગા !

ઇસ્લામશાહે કહ્યું, ખુદાવંદ વો બ્હોત અચ્છી તદબીર હય. ઉસસેં અપની શરમ ભી કમ નહિ હોયગી. મેને અવલ્સેં કહ દીઆથા કિ વો કમબખ્ત કલ્યાણદેવ કભુ જીતા ન જાયગા ! ઉસસેં યહી કરનાં મુનાશબ હય.

પ્રધાન અભયચંદ્ર આટલા વખત સુધી મહા ચિંતાતુર હતો. પોતે કલ્યાણદેવના પક્ષનો હતો તેથી તેના ઉપર આવો મામલો જોઇ તે દિલગીર થતો હતો. પ્રથમ તો તેને લાગ્યું કે બાદશાહના હાથથી હવે કલ્યાણદેવ બચશે નહિ; તેથી તે ધારતો હતો કે બાદશાહ પાસેથી તેણે જે વચન લીધું તે તેણે મોટી મૂર્ખાઇ કરી, પણ જ્યારે છ મહિના સુધી બાદશાહથી કાંઇ પણ થયું નહિ, ત્યારે તેની ફિકર ઓછી થઇ. હાલે બાદશાહને ઉપર પ્રમાણે બોલતો જોઈ તે ખુશી થયો. અને તેમ કરવાનો તેણે અભિપ્રાય આપ્યો.

બાદશાહે તે મુજબ કરવાનો હુકમ આપ્યો એટલે ઠામ ઠામથી માણસોએ માટી લઇ આવીને એક નાનો કોટ બનાવ્યો. અને તેમાં કલ્યાણદેવના પુતળાને બેસાડયો. આ વાતની કલ્યાણદેવને ખબર પડતાં તે દિલગીર થઇ બોલ્યો

કે, "અરે ! ત્યારે આ કાયા શું સોના રૂપાની બનેલી છે? માટીના કલ્યાણદેવને મારે ત્યારે તો તે મનેજ માર્યા બરાબરછે." એમ કહી કિલ્લાના દરવાજા ઉઘાડી તે ખુલ્લા મેદાનમાં આવ્યો. તેને જોઈને તેનું લશ્કર તથા તેના શુરા સોબતીઓ વગેરે તેની સાથે આવ્યા. કલ્યાણદેવ તથા તેનું લશ્કર વગેરે માટીના કિલ્લાની આડા જઇ ઉભા; અને તેનું રક્ષણ કરવા સાવચેત રહ્યા. કલ્યાણદેવને આવેલો જોઇ બાદશાહ અત્યંત ખુશી થયો. અને તેણે પોતાના લશ્કરને લડવાનો હુકમ આપ્યો. પ્રધાન અભયચંદ્ર કેટલાક માણસોથી ફૂટી કલ્યાણદેવને આવી મળ્યો. આટલા વખત સુધી તેને ફૂટવાનો લાગ આવ્યો નહોતો, તેથી તે પોતાના મન સાથે મુંઝાતો હતો. હાલે વખત આવેલો જોઈ પોતાની ઈચ્છા મુજબ તેણે કર્યું. મુસલમાન તથા હિંદુ લશ્કર વચ્ચે પરસ્પર યુદ્ધ થયું. તેમાં ઘોડેસ્વારોની સામે ઘોડેસ્વારો, રથની સામે રથ, પાળાની સામે પાળા, એવી રીતે એક બીજાનો નાશ કરવા લાગ્યા, ઠામ ઠામથી મારો! કાપો! વગેરેના ભયંકર અવાજ થઇ રહ્યા. તેમજ તીર, તરવાર, બરછી વગેરેના ઉડવાથી કોઇના હાથ, તો કોઇના પગ, કોઈનાં માંથા તો કોઈના ધડ કપાવા લાગ્યાં. ઘણીવાર સુધી યુદ્ધ ચાલ્યું. લોહીની નદીઓ વહેવા લાગી, અને તેમાં મુડદાં તથા ઘાયલ માણસો તણાતા ચાલ્યા. પ્રથમ હિંદુ લશ્કર થોડું હોવા સબબે પાછું હટ્યું, પણ કલ્યાણદેવ તથા તેના સોબતીઓની હિંમતથી પાછું મરણીઆં થઈ મુસલમાનોપર તૂટી પડયું.

બાદશાહને શૂરાતન ચડતાં તેણે કલ્યાણદેવને દ્વંદ્વયુદ્ધ માટે બોલાવ્યો. કલ્યાણદેવને તો એટલુંજ જોઈતું હતું, તેથી તેમ કરવા તેણે ખુશીથી કબૂલ કર્યું; મદોન્મત્ત હસ્તિની પેઠે આ

બે યોદ્ધા લડવા લાગ્યા. તેઓ એક બીજાને જોરથી પ્રહાર કરતા હતા, તથા એક બીજાને મારવા અનેક તરેહનાં અસ્ત્ર શસ્ત્ર કામે લગાડતા હતા. બેમાંથી કોને જય મળશે એમ કહી શકાતું નહોતું. ઘણીવાર સુધી ભયંકર યુદ્ધ ચાલ્યું. આખરે કલ્યાણદેવે કોપાયમાન થઇ તિવ્ર ધારવાળી સમશેર લીધી. તેનું વીજળી જેવું તેજ બાદશાહથી ખમી શકાયું નહિ. માટે યુદ્ધ કરવું મૂકી દઇ નાશવા લાગ્યો. કલ્યાણદેવ તેને મારવા તેની પાછળ દોડતો હતો કે તરતજ દુર્ગાદેવીએ તેનો હાથ પકડી રાખ્યો. અને કહ્યું કે, "પુત્ર બશ કર! બશ કર! બાદશાહ પાછળ પડવામાં તને ફાયદો નથી. તું ભાગેલા પાછળ પડેછે, તે તારા ક્ષત્રી ધર્મ પ્રમાણે તને લાજમ નથી; માટે તારી તરવાર મ્યાન કર, અને પાછો વળી જા. તારી પ્રખ્યાતિ આ દુનિઆમાં ઘણી થઇ ચૂકી છે, માટે તારાં માત પિતાને જઇને મળ. તે તારા વિયોગથી અત્યંત દુઃખ પામી મરણતુલ્ય થઈ ગયાંછે." (એવી રીતે કહી દુર્ગામાતા અદ્દશ્ય થઇ ગયાં; બાદશાહનાં લશ્કરને શૂરા રજપૂતોએ ઘણીવાર સુધી લડાઇ કરી હરાવી નસાડયું. "ત્યાં "કલ્યાણદેવનો જય! જય!" એમ ધ્વની થઇ રહી હતી. કલ્યાણદેવનાં લશ્કરના અર્ધા માણસો આ લડાઇમાં કામ આવ્યા. પ્રધાન અભયચંદ્રના હર્ષનો પાર રહ્યો નહિ. પોતાના પક્ષની આવી રીતે ચડતી થએલી જોઇ તે અત્યંત ખુશી થયો. કલ્યાણદેવે તેનો ઘણો આભાર માન્યો, અને તેનાં શૂરાતનની તારીફ કરી તેને પોતાના મિત્ર તુલ્ય ગણ્યો. મદનમંજરી તથા અનંતસેનને આ જયની ખબર પડતાં તેને કેટલો હર્ષ થયો હશે, તે કહી શ-

કાતું નથી. રાજા અનંતસેન કલ્યાણદેવને ભેટી પડયો. અને અભયચંદ્રનો ઘણો ઉપકાર માની કલ્યાણદેવની સંમત્તિથી પોતાનું અર્ધું રાજ્ય તેને આપ્યું. સહુ જણ મહા હર્ષથી વાજતે ગાજતે નગરમાં આવ્યા ત્યાંના રાજ્ય ભક્ત લોકોએ તેઓનાં ઉપર પુષ્પ વૃષ્ટિ કરી આશિર્વાદ દીધો.

---

## પ્રકરણ ૧૦ મું.

રાજા અનંતસેન તથા કલ્યાણદેવે આ પ્રસંગે સુંદરપુરમાં મોટો મહોત્સવ કર્યો. સાત દિવસ સુધી કોઇ પોતાનો ધંધો રોજગાર ન કરતાં દીવાળી કરી સહુ ખુશીમાં રહે, એમ ઢંઢેરો ફેરવ્યો. તેમને માટે કોઠાર ખુલ્લા કરી સહુ સહુની ન્યાતવાર સીધાં સામાન આપી દીધાં; અને બ્રાહ્મણ, ભાટ, ચારણ વગેરેને શીખ આપવા ખજાનો ખુલ્લો કર્યો. કલ્યાણદેવે આવે પ્રસંગે પૈસો ઉડાડવામાં કાંઇ મણા રાખી નહોતી; તેથી બંદીજનોએ અનંતસેનનો જય!! કુમાર કલ્યાણદેવ ઘણું જીવો!! વગેરેની ધુન મચાવી દીધી હતી. દેશ વિદેશથી ભાટ ચારણો પણ આશિર્વાદ દેવા આવ્યા હતા. તેઓનો યોગ્ય સત્કાર કરી કલ્યાણદેવે સર્વ જાતનો બંદોબસ્ત કરાવી અપાવ્યો હતો. એકંદરે આ સાત દિવસ સુધી હરકોઇ મનુષ્યની ખુશીનો પાર હતો નહિ.

રાજા અનંતસેનની વૃદ્ધા અવસ્થા થઇ હતી; માટે બાકીનું અર્ધું રાજ્ય કલ્યાણદેવને આપી પોતાની શેષ અવસ્થા ઈશ્વર ભક્તિમાં નિર્ગમન કરવાની ઇચ્છા તેણે જણાવી. સર્વ જણોએ ખુશીની સાથે તે માન્ય કરી વિશેષ આનંદ વર્ત્તાવ્યો.

બાદશાહ અહમદશાહ બાકી રહેલા લશ્કર સહિત માંડ-માંડ દિલ્લી પહોંચ્યો. કલ્યાણદેવ સાથની લડાઇમાં તેના મોટા મોટા સરદારો કામ આવ્યા હતા, તેમજ ઘણુંખરૂં લશ્કર પણ નાશ પામ્યું હતું. તેથી પાયમાલ થઇ જઇ તેણે પોતાના પુત્રને ગાદી ઉપર બેસાડયો. અને પોતે ખુદાની બંદગી કરવાના હેતુથી કેટલાક માણસો લઇને મક્કા, મદીના તરફ રવાને થઇ ગયો.

કલ્યાણદેવની કીર્તિ ઠામઠામ પ્રસરી ગઇ. ભાટ, ચારણો દેશો દેશ જશ ગાઈ તેના પરાક્રમની બડાઈ કરતા હતા. આ સર્વ હકીકતની શ્રીમંતપુરમાં રાજા સુંદરસેનને ખબર પડી ગઇ. જ્યારથી કલ્યાણદેવ ગયો, ત્યારથી તેની કાંઈ પણ ભાળ તેને મળી નહોતી તેથી તે ઘણોજ ચિંતાતુર હતો. પણ હાલે પોતાના પુત્રની ઘણી પ્રખ્યાતિ સાંભળી તે અત્યંત ખુશીમાં ગરકાવ થઈ ગયો. પોતાનું સર્વ લશ્કર તૈયાર કરી તેને તેડવા માટે તે સુંદરપુર આવ્યો. કલ્યાણદેવે જ્યારે પોતાના પિતાનું આવ્યાનું સાંભળ્યું, ત્યારે એકદમ પોતાના લશ્કરને સાથે લઈ તેને મળવા ચાલ્યો. પુત્રના વિયોગથી દુઃખ સમુદ્રમાં ડુબેલો સુંદરસેન પોતાના પ્રિય પુત્ર કલ્યાણદેવને દૂરથી જોઈ હર્ષથી તેની સામે દોડયો; કલ્યાણદેવ પણ પોતાના પિતાને નિરખી તેને પગે પડવા જતો હતો, પણ સુંદરસેને ઝડપથી તેને પોતાના હૃદય સાથે ચાંપી તેના ઉપર હર્ષનાં આંસુ રેડ્યાં. આવો અસરકારક દેખાવ જોઈ બન્ને તરફના લોકોનાં હૃદય હર્ષાનંદમાં મગ્ન થઇ ગયાં હતાં; અને જાણે પ્રથમની ઓળખાણ હોય, તેમ એક બીજા સાથે મળી જઈ તરેહવાર વાતો કરવા લાગ્યા. કલ્યાણદેવના સરદારો સમરસિંહ વગેરે રાજા સુંદરસેનને પગે પડ્યા. તેને તે ઉઠાડી

તેના પરાક્રમની પ્રસંશા કરી શાબાશી દેવા લાગ્યો. તેઓના પિતાઓ પણ રાજા સુંદરસેનની સાથે આવેલા હતા. તેથી સમરસિંહ વગેરે તેઓને પગે લાગ્યા. પોતાના પુત્રોની આવી પ્રસંશા થતી જોઇ તેઓ અત્યંત ખુશી થઈ ગયા.

સુંદરસેને કલ્યાણદેવ, સમરસિંહ વગેરેને કહ્યું કે, હે પુત્રો! તમારી માતાઓ શ્રીમંતપુરમાં તમારા વિયોગથી બહુ દુઃખ પામેછે, માટે સત્વર અમારી સાથે ચાલી તેઓને સુખી કરો. કલ્યાણદેવ વગેરે પોત પોતાની માતાઓને સંભારી બહુ દુઃખી થયા અને ઝડપથી ચાલવા સર્વ તૈયારી કરવા લાગ્યા. સુંદરપુરનાં રાજ્યની ભલામણ કલ્યાણદેવે પ્રધાન અભયચંદ્ર તથા મોતીશાહને આપી. અને પોતે પોતાની પ્યારી મદનમંજરીને લઈ પિતા સાથે શ્રીમંતપુર આવ્યો. કલ્યાણદેવની માતા પોતાના પુત્રને તથા મદનમંજરીને છાતી સાથે ચાંપી ચુમ્બન કરવા લાગી અને હર્ષાનંદમાં આવી જઈ તેણે કેટલોક પૈસો ગરીબ ગરબાઓ અર્થે ધર્મ દાનમાં વાપર્યો. રાજા સુંદરસેને પોતાનું રાજ્ય કલ્યાણદેવને સોંપી અનન્તસેનની માફક પોતાનું મન પ્રભુ ચરણમાં રાખ્યું.

કલ્યાણદેવે નિતિ ધર્મથી રાજ્ય ચલાવી લોકોને સુખ આપ્યું. પોતાના રાજ્યમાંથી ચોરી, જારી, વગેરે ક્રૂર કૃત્ય કરનાર પાપી માણસોને તેણે નાબુદ કર્યા. તેથી સર્વે પ્રજા સુખ શાન્તીમાં રહેતી હતી. પોતાના સોબતીઓને સારે ઠેકાણેથી મોટી ધામધૂમ સહિત પરણાવ્યા. અને તેઓનાં નિર્વાહ અર્થે કેટલોક ગરાસ કહાડી આપ્યો. આ સરદારો જ્યાંસુધી જીવ્યા, ત્યાંસુધી તેઓએ કલ્યાણદેવની સાથેજ આનંદમાં દિવસ નિર્ગમન કર્યા.

**સમાપ્ત.**

# અવલથી ગ્રાહક થઇ આશ્રય આપનાર સદગૃહસ્થોનાં મુબારક નામ.

## મુંદ્રા.

૫૦ મહેતા ટોકરસિંહભાઈ વિ. જયરામ મારફત.
૫ ઠક્કર અબજીભાઈ શવજી.
૪ ઠક્કર કેશવજી દામોદર જયરામ.
૩ ઠક્કર હંસરાજ ત્રિ. લેખસી
૨ ઠક્કર કુંવરજી ચાંપસિંહ.
૨ દોશી પરસોતમ લાધા.
૨ મહેતા છગનલાલ અમૃતલાલ તજવીજદાર.
૧ વ્યાસ ધનજી દયારામ.
૧ મહેતા જયશંકર વિશનજી.
૧ જોશી રામજી માધવજી.
૧ દેશાઇ ડોસા નરસિંહ.
૧ સંઘવી રામજી વિજપાર.
૧ દોશી માણેકચંદ નાનજી.
૧ શેઠ કલ્યાણજી વિ. ખીમજી.
૧ શા. રામજી પુંજા.
૧ શા. નાથા લાલચંદ.
૧ ઠક્કર જીવણદાસ પૂંજા.
૨૪ મહેતા રતનસિંહ વિ. લાલજી મારફત.
૨ રા. રા. બલદેવજીભાઈ વેલજી ન્યાયાધીશ સાહેબ.
૧ રા. કેશવલાલ પીતામ્બર અવલ કારકુન.
૧ શેઠ પ્રેમજી પારપ્યા કાંઠાના મુ.
૧ મહેતા વજેશંકર રૂગનાથજી ભુજપરના મુ.

૧ ઠાકર હરિશંકર કૃષ્ણજી.
૧ વકીલ કુંવરજી કલ્યાણજી.
૧ વકીલ રેવાશંકર મયાશંકર
૧ વકીલ રૂગનાથજી ગોવિંદજી.
૧ વકીલ દલપતરામ કૃપાશંકર.
૧ રા. શિવશંકર પ્રભુજી ચિટનીશ.
૧ મહેતા વિશનજી મૂળજી.
૧ મહેતા જદુરામ અમરજી.
૧ મહેતા હરિલાલ પ્રભાશંકર.
૧ અધિકારી દયારામ આત્મારામ વકીલ.
૧ જાની દેવજી લાધા.
૧ વકીલ સુમાર વીરજી.
૧ ઠક્કર લધુ કાનજી.
૧ મહેતા ધરમસિંહ નથુ.
૧ પીરશ્રી ૭ શાહ મુરાદના મુજાવર ઉસ્માન બાઉમીઆં.
૧ ઠકર. દામોદર હરિદાસ.
૧ મહેતા જેઠાભાઈ હરિરામ.
૧ મહેતા રતનસિંહ વિ. લાલજી.
૧૮ મહેતા મેઘજીભાઈ વિ. જયરામ મારફત.
૩ મહેતા મેઘજીભાઇ વિ. જયરામ.
૧ ઠકર ઘેલાભાઈ જીવજી.
૧ માઉ વેલજીભાઈ પીતામ્બર.
૧ ઠકર નરસિંહ નારાણજી.
૧ ઠકર દેવકણભાઇ ઇબજી.
૧ ઠકર અખેભાઈ આણંદજી.
૧ શા. દેવસિંહ થાવર.

૧ મહેતા શિવશંકર નરભેરામ.
૧ દેશાઇ દોશાભાઇ નરસિંહ.
૧ પારેખ લખમીચંદ ધનજી.
૧ મા. મૂળચંદ દેવચંદ.
૧ ખત્રી કરમસિંહ પ્રધાન.
૧ વ્યાસ હરિશંકર હીરજી.
૧ ઠકર મુરારજી શીવજી.
૧ ઠકર રવજી વિશનજી.
૧ અધિકારી મૂળજી અમરજી.
૨૬ મહેતા ભાણજીભાઈ વિ. જયરામ મારફત.
૨ કોઠારી લધા સુંદરજી.
૧ માં. પ્રેમચંદ લધા.
૧ ચાકી કાળા ઇલીઆશ.
૨ મહેતા ભાણજીભાઇ વિ. જયરામ.
૧ ખોજા હાજી અબ્દુલ કરીમ બીનહાજી.
૧ મા. અમરજી કાનજી.
૧ સોની મમુ વિ. ગોરધન.
૧ કંસારા પરશોતમ વિ. ડુંગરસિંહ.
૧ ઠકર વિશનજી દામોદર.
૧ ઠકર મૂળજી કૃષ્ણદાસ.
૧ ઠકર ભાણજી ચાંપસિંહ.
૧ મા. વીરજી નાનચંદ.
૧ ઠકર ખીમજી જયરામ.
૧ ઠકર ગોપાલ ટોકરસિંહ.
૧ ઠકર ગોવિંદજી કરમસિંહ નગરીઆ.
૧ શા. ખેરાજ ચાંપસિંહ.

૧ ખોજા મામદ નૂરમહમદ મુંબઇ.
૧ ઠક્કર વાલજી ખીમજી.
૧ કંદોઇ સાંકળચંદ શંગજી.
૧ ઠક્કર રામદાસ વિ. જીવણદાસ.
૧ ભટ મૂળજી સુંદરજી.
૧ ખોજા રહેમતલા હમીર.
૧ ખોજા નૂરમહમદ કલ્યાણ.
૧૨ રા. દામોદર દેવજી મહેતા મારફત.
૧ મે. મેઘજીભાઇ જુઠાભાઇ.
૧ શેઠ વિશનજી મથુરાંદાસ.
૧ અધિકારી નરભેશંકર કેશવજી.
૧ મુનશી કરીમાંમદ મહમદઅલી.
૧ રા. દામોદર દેવજી મહેતા.
૧ રા. મેઘજી દામજી.
૧ રા. કેશવજી કાળા.
૧ મી. નારણજી મૂળજી મહેતા.
૧ રા. મુરારજી રાઘવજી.
૧ રા. વલ્લભજી વીશનજી.
૧ રા. મોનજી મુરારજી.
૧ ૧ રા. વિસનજી કેશવજી.

## ભુજ નગર.

૧૫ મહેતા ઇશ્વિરલાલ લક્ષ્મીદાસ મારફત.
૧ રા. રા. દયાશંકર શામજી ત્રિપાઠી. ડે. એ. ઇ. સાહેબ.
૫ મહેતા જીવરામભાઇ વિ. વેલજી.
૧ ગોવર્ધનદાસ વિ. પ્રભુજી.
૧ મહેતા મોનજી વિ. રતનજી.
૧ મહેતા ઇશ્વરલાલ લક્ષ્મીદાસ.

૧ રા. રા. ઘેલાભાઇ વેલજી કોટવાલ તથા ફોજદાર સાહેબ.
૧ મહેતા નરભેરામ મૂળજી.
૧ મહેતા ગંગારામ વિ. જેઠાભાઈ.
૧ મી. હીરાચંદ રામદાસ પો. શિરસ્તેદાર.
૧ સાંકળચંદ નાગજી. નં. ૨ ની નિશાળના ખી. આ.
૧ મુનશી અબ્દુલમજીદ, શાલેમહમદ,
૧ વોરા દેવસિંહ વિ. પાનાચંદ.
૧ જોશી હરિરામ દોશા.
૧ માં. ભગવાનજી વિ. લવજી.
૧ જમાદાર બેગમામદ.
૧ દરજી પ્રેમજી મેગજી.
૧૫ બાવા શ્રી કલ્યાણજી લાલજી રાજગર.
૧ વકીલ ખીમજીભાઈ દોસા ઠકર.
૧ મી. શામજી ત્રીકમજી રાજગર.
૧ ઠકર વેલજી વિ. શીવજી.
૧ ઠકર મૂળજી વિ. લખમશી.
૧ ઠકર નારાણજી દેવકર્ણ.
૧ ઠકર પ્રાગજી મોરારજી.
૧ રાજગર વિસનજી વાલજી.
૧ ઠકર ભવાનજી વાલજી.
૧ ખત્રી જાદવજીભાઇ.
૧ મહેતા હંસરાજભાઇ નં. ૧ લાની નિ. ના આ.
૧ ઠકર જીવરાજભાઇ તૂણાબંદરના.
૧ ઠકર પ્રાગજી વિશ્રામ.
૧ ઠકર વેલજી રણછોડ સદાવ્રતિઆ. તેરા

## અંજાર.

૧ ગજધર માવજીભાઇ જયરામ.
૧ મહેતા હરજીવન વલભજી.

૧ મહેતા લખુભાઈ કચરા.
૧ ઠાકર મૂળજી શામજી.
૧ ઠક્કર મનજી કલ્યાણજી.
૯ મહેતા રણછોડ વિ. ત્રીકમજી મારફત.
૧ મહેતા રણછોડ વિ. ત્રીકમજી.
૧ સોની ભાણજી મનજી.
૧ ઠક્કર શામજી રામજી.
૧ ગુશાંઈ દેવગર રણછોડગર.
૧ ભટ જેશંકર ઘેલા.
૧ સોની માવજી ખીમજી.
૧ ઉપાધ્યા વકીલ દલપત જેઠા હ. મકનજી દલપતરામ
૧ ઠક્કર પ્રાગજી હંસરાજ.
૧ સોની એહેચર મુરારજી.
૧૯ ભાઈ હરિદાસ જયરામ મારફત.
૧ ગજધર કુંવરજી રૂડા.
૧ ઠક્કર નારાણજી પુંજા.
૧ ઠક્કર સુંદરજી પ્રેમજી.
૧ ઠક્કર લાલજી રાઘવજી.
૧ ઠક્કર લાલજી હરિદાસ.
૧ ઠક્કર મોતી જીવરાજ.
૧ આં. ધરમસિંહ પૂંજા.
૧ ઓઝા વીઠલજી રૂગનાથજી વકીલ.
૧ મેમણ ઈશાક મહમદ.
૧ પુજ કૃષ્ણજી વિ. હેમચંદજી.
૧ જમાદાર કરીમામદ હાશ્રી. નોડે.
૧ બારઠ સોમીર જાફર.
૧ મિસ્ત્રી જેઠા કલ્યાણજી.

૧ ઠક્કર ઘેલા વલભજી.
૧ મિસ્ત્રી દાનાભાઈ નારાણ.
૧ ઠક્કર હંસરાજ વલભજી.
૧ કોટવાલ પોપટ બેહેચર.
૧ મિસ્ત્રી નારાણ રઘુ.
૧ ભાઈ કારા વિ. આત્મારામ.

## રાપર.

૪૭ મહેતા જગજીવન હરજીવન મારફત.
૧ રા. રા. વીઠલજીભાઈ જીવણભાઇ વૈવટદાર સાહેબ.
૧ રા. રા. હીરજી વિ. ભગવાનજી ન્યાયાધીશ સાહેબ.
૧ રા. રા. રવજી વિ. જાદવજી દાક્તર સાહેબ.
૧ રા. રા. બેહેચર નારાણજી તાલુકાસ્કુલ માસ્તર સાહેબ.
૧ રા. રા. ગૌરીશંકર વલભજી અવલકારકુન.
૧ રા. રા. ધનજી કાળીદાસ અદાલતના શિરસ્તેદાર.
૫ રા. રા. જગજીવન હરજીવન તજવીજદાર સાહેબ.
૧૫ રા. જાદવજી વેલજી ઠક્કર. શલારીના ધ્રુ.
૪ મહંત શ્રી અમરદાસજી દરિઆસ્થાનના મહંત.
૧ મી. ખીમજી ખેંગાર ઠક્કર ચિટનીશ.
૧ ઠક્કર અરજણ દેવજી વકીલ.
જાડેજા શ્રી લખાજી ત્રમૈ જાગીરદાર.
૧ દેશાઇ જગજીવન કરમચંદ.
૧ મહેતા માધવજી લાલજી.
૧ ઠક્કર હીરજી દામોદર પેટીના ધ્રુ.
૧ ઠક્કર પ્રાગજી વિશ્રામ વકીલ.
૧ પારેખ રામજી પાનાચંદ.
૧ ઠક્કર કાનજી વીરજી.
૧ માં. પ્રાગજી પરસોતમ.
૧ ઠક્કર મૂળજી ઉમરશીં વેકશીનેટર.

૧ દોશી ચત્રભુજ વિ. લધા ઉમેદવાર.
૧ ગુંસાઈ રાજગરજી.
૧ પંડ્યા કાળીદાસ જીવણરામ ઉમેદવાર.
૧ ડીંગારી કાળીદાસ મેઘજી.
૧ નારેજા કેશર જીવણ.
૧ સાધુ પ્રભુદાસ કહાનદાસ.

## ભીમાસર

૧ દોશી દેવચંદ કુંવરજી ધુ.
૧ પટેલ મલુ પરમા.
૧ સોની દામજી કરશન.
૧ જોશી લાલજી અરજણ.
૨ માલી ઉકા ભાણા.
૧ બારોટ વાલજી વજાભાઇ.
૧ મકવાણા જેશંગ રાયશંગ.
૧ મકવાણા રણછોડ વસ્તા.
૧ વાઘેલા રવાજી જાલમસંગ.
૧ વાઘેલા અભેસંગજી દજુજી.
૧ ગુંસાઇ નરસંગપૂરી ઉમરપૂરી.
૧ સોની મલુક કરશન.
૧ ઠકર શવજી શામજી.
૧ ગઢેચા તેજપાલ અમરત.
૧ મહેતા દામજી સાંકળચંદ.
૧ તાઇ નાથા જુમા.
૧ દવે વસ્તા દુલભરામ.
૧ વ્યાસ સુંદરજી વનાણી.
૧ ગામોટ દેશુરા ગણેશ.
૧ વાઘેલા જીવણજી પાંચાજી.

૧ નાયક શેરમાંમદ બેગમહમદ.
૧ ગુસાંઇ મેઘપૂરી કેશરપૂરી.
૧ સાધુ પીતાંબર મૂળદાસ.
૧ શેઠ સોમચંદ મોતીચંદ નડીઆદ.
૧ શેઠ કાળીદાસ ટોકરસિંહ. ખાખરેચી.

## ભચાઉ.

૧ શેઠ દેવકર્ણ સૂરજી.
૧ ઠકર નરસિંહ વિ. જેઠાનંદ.
૧ નેમચંદ ભગવાનજી ઉમેદવાર.
૧ મહેતા શામજીભાઇ ધનજી.
૧ માં. કરમચંદ વિ. હીરાચંદ વકીલ.
૧ માં. સુદરજી લાધા કારકુન.
૧ માં. મેઘજી વિ. ઉકરડા પો. કારકુન.
૧ લક્ષ્મણ રીણા.
૧ ઠકર ઉતમરામ વિ. વલભજી.
૧ ઠકર વલભજી નથુ વકીલ.
૧ ઠકર દેવચંદ મેઘજી શામખીઆલીના વેપારી.
૧ માં. લખમસિંહ ટોકરસિંહ વકીલ.
૧ મી. પ્રાણશંકર ચત્રભુજ શિરસ્તેદાર.
૧ વોરા દુલેરાય વિ. રાઘવજી.
૧ ઠકર દેવચંદ મેઘજી વકીલ.
૨ ઠકર રતનસિંહ વિ. ખીમજી.
૧ ઠકર વાઘજી વિ. કાનજી.

## ખંભાલીઆ (કાઠીયાવાડ.)

૩ ભાઈ ગોપાલજી રામજી.
૧ ઠકર ખીમજી રૂગનાથ વેપારી.
૧ મહેતા ભૂલા હેમરાજ.

૧ ઠકર પરશોતમ કમળસિંહ.
૧ લાલજી વિ. દમોદર.
૧ જયશંકર કેશવજી.
૧ ઇજનેર જીવાભાઇ લાલજી.
૧ ઠકર માધવજી પ્રાગજી.
૧ લુહાર દેવા પરશોતમ.
૧ મોચી રવા કુંરજી.
૧ ઠકર રામજી માવજી.
૧ રણછોડભાઇ કાળીદાસ ઔદીચ.
૧ ઠકર જાદવજી દેવજી વેપારી.
૧ પોકરણા જેરામ ભીમજી.

## સુથરી.

૧ દવે વજેશંકર ભીમજી સ્કુલમાસ્તર.
૧ શાહ ખીમજી વિ. દામજી આસિસ્ટંટ.
૧ ઠકર સાંકળચંદ પરશોતમ પેલા મોનીટર.
૧ ગુંસાઈ હરિગર ખેતગર બીજા મોનીટર.
૧ શેઠ ત્રીકમજી લાધાભાઇ શાહ.
૧ ઠકર વીરચંદ વિ. હરજી વેપારી.
૧ ઠકર હરખચંદ પરશોતમ.
૧ ઠકર ધનજી કેશવજી.
૧ શેઠ નરસિંહભાઇ કેશવજી શાહ.
૧ રાજગર લક્ષ્મીદાસ પ્રેમજી.
૧ ગોવિંદદાસજી અનંતદાસજી.
૧ શેઠ દેવજી લધા શાહ.
૧ શેઠ કેશવજી કાનજી શાહ.

## ગડી,

૩ નામદાર રાણાશ્રી સરદારસિંહજી જાગીરદાર સાહેબ.

૨ ઠકર જુઠાભાઈ વિશ્રામ કારભારી.
૨ મહેતાજી અર્જુન હરિભાઈ ઠકર.
૧ ગુસાંઇ ખેતપુરી રણછોડપુરી.
૧ કોરડીઆ દીપચંદ જોઇતા.
૧ સોની જોઇતા જવેર.
૧ ઠકર જવેર વિ. હીરજી.

### દસાડા—( કાઠિઆવાડ.

૧૦ કામદાર સાંકળચંદ માલજી મારફત.
૪ કામદાર સાંકળચંદ માલજી.
૧ વકીલ નાનચંદ માલજી.
૧ શા. ભીખા તલકચંદ.
૧ કામદાર ઓગડ મીઆચંદ.
૧ વજીર રાજેભાઇ જાફરભાઈ.
૧ ભાવસાર રવજી જેઠા.
૧ જોશી નથુરામ વિ. અંબારામ પંડિત.

### માંડવી.

૧ સરવૈયર પુરૂષોતમ જગજીવન.
૧ મહેતા રેવાશંકર વિશનજી.
૧ ઠકર વલભજી વિ. પ્રાગજી મોજણીદાર.
૧ માણેકલાલ દયારામ મોજણીદાર.
૧ ઠકર પરસોતમ વિ. રામજી.

### ભદ્રેસર.

૧ મી. પરસોતમ કુંવરજી માસ્તર.
૧ ઠકર પરશોતમ નરસિંહ.
૧ ઠકર ભચા કૃષ્ણદાસ.
૧ જાગરિયા ગોવિંદજી દોશા.
૧ ઠકર માવજી લીલાધર.

### કીડીઆનગર.

૧ વાઘેલા દેવાજી જશાજી.

૧ મી. લખમશી ખેરાજ ઠક્કર.

૧ વાઘેલા જગતસંગજી પ્રાગજી.

૧ ઠક્કર નાગજી કચરા.

### લાકડીઆ.

૧ મહેતાજી મોહનજી ટોપણ કારાણી.

૧ શા. કરમણ વિ. પાલણ.

૧ કુબડીઆ પરશોતમ વિ. પાનાચંદ આસિસ્ટંટ.

૧ સંઘવી કેશવજી દેવચંદ.

### મોથાળા.

૭ મહેતાજી મુળચંદ જેઠાભાઈ શાહ.

### વોંધ.

૧ મહેતાજી કાશીરામ વિ. પુરૂષોત્તમ.

૧ ઠક્કર જીવરાજ ખીમજી મોનીટર.

### હમીરપર.

૧ ઠક્કર પ્રાગજી વિ. કરમશીંહ.

૧ ઠક્કર ધારસિંહ ગણેશ.

### પલાંસ્વા.

૧ મહેતાજી રણછોડ જાદવજી વ્યાસ.

### આડેશર.

૧ મહેતાજી જાલમગર ગંગાગર ગુસાંઈ.

### દેશલપુર.

૧ મહેતાજી મોરારજી અજરામર દ્વીવેદી.

### ભુજપુર.

૧ મહેતાજી જીવરામ અજરામર ગોર.

## મોરગર.

૨ ઠકર દામજી લાલજી વ્યાપારી.
૧ મહારાજ મકનજીભાઇ.

## અમદાવાદ.

૩૬ રા. કચ્છસ્ટેટ મેડિકલ પ્યુપિલ ઠકર.
ભવાનજી વિ. કરમશી મારફત.
૧ રા. ભવાનજી વિ. કરમશી ઠકર. મેડિકલ સ્ટુડન્ટ.
૧ રા. દુલભજી ભગવાનદાસ. „
૧ રા. નર્મદાશંકર વાસુદેવ. „
૧ રા. માધવલાલ ધનેશ્વર. „
૧ રા. જગેસરસિંહ મહાબલસિંહ. „
૧ રા. ગંગાશંકર મહાનંદ ભટ. „
૧ રા. ચંદુલાલ બિહારીલાલ. લાલા. „
૧ રા. જેસિંગ નગીનદાસ. „
૧ રા. અમરશી લાલજી. „
૧ રા. બાપુભાઇ નરભેરામ છાંયા. „
૧ રા. જમનાદાસ વૃજભુખનદાસ. „
૧ રા. વિઠલદાસ લાલજી. „
૧ રા. લીલાધર જગજીવન. „
૧ રા. છગનલાલ આત્મારામ પાઠક. „
૧ રા. દલપત મકન. „
૧ રા. જદુલાલ મોહનલાલ. „
૧ રા. છોટાલાલ શંકરદાસ. „
૧ રા. લક્ષ્મીશંકર જેશંકર ઓઝા. „
૧ રા. ચુનીલાલ લક્ષ્મીશંકર મહેતા. „
૧ રા. ડેવિડ જોસફ. „
૧ રા. બાવામીયાં મહમદમીયાં કાજી. „

૧ રા. કુંવરજી રૂસ્તમજી અવારી. મેડીકલ સ્ટુડન્ટ

૧ રા. ગણપતરામ બાલાજી. ,,

૧ રા. લલુભાઈ ઇશ્વરભાઇ. ,,

૧ રા. રામચંદ્ર ગનુ. નાઈડુ. ,,

૧ રા. રામચંદ્ર માણેકલાલ. દેશાઈ. ,,

૧ રા. ભવાનીપ્રસાદ ભગવાનલાલ. કવેશ્વર. ,,

૧ રા. હરીશંકર મુલશંકર. આચાર્ય. ,,

૧ રા. મોતીલાલ અંબાલાલ ,,

૧ રા. ભીખાભાઇ હરીભાઈ. ,,

૨ રા. મોહનલાલ ત્રીકમલાલ દેશાઇ.

૧ રા. માણેકલાલ જેઠાલાલ શાહા.

૧ રા. ચીમનલાલ નથુભાઈ શાહા.

૧ ઠકર. રામજીભાઇ ખંભાળીઆના.

૧ સેવક. કલ્યાણદાસ. બેટ શંખોધારના.